## પ્રસ્તાવના

'ઇતિહાસદર્શન' એ બે ખંડમા પૂરી કરવા ધારેલી યોજનાનો આ એક ભાગ છે. 'ઇતિહાસદર્શન' માં હિંદુસ્તાનના પ્રાચીન-મધ્ય-ને અર્વાચીન યુગની તેજસ્વી મૂર્તિઓના જીવનચરિત્રો આપવાનો વિચાર છે. અને છતા એક અખંડ ઇતિહાસ એમા વણાતો આવે એવી રચના ધારી છે. એમાં બે ખંડ રહેશે.

પહેલા ખંડના આવા લગભગ છ પુસ્તકોમા હિંદના ઇતિહાસની રૂપરેખા પૂરી થશે. બીજા ખંડના છ પુસ્તકોમા વાતાવરણને ઐતિહાસિક રીતે અનુકૂળ સર્વ સામગ્રી આપવામા આવશે.

પહેલા ખંડના થનારાં છ પુસ્તકોની રૂપરેખા કાંઈક આવી ધારી છે.

ઇતિહાસદર્શન · ખંડ પહેલો

પુસ્તક ૧ ... જીવનચરિત્રો [ અર્ધ પૌરાણિક ને ઐતિહાસિક ]
૨ „ [ મૌર્ય ને ત્યાર પછીના ]
૩ „ [ „ ]
૪ „ [ ગુપ્તયુગ ને ત્યારપછીનો સમય ]
૫ „
૬ હિમાલય

ઇતિહાસદર્શન · ખંડ બીજો



આવી આ યોજના છે. આના પછી હવે ઇતિહાસદર્શન ખંડ પહેલાના પુસ્તકો બહાર પડશે. તેમ જ ખંડ બીજાના પુસ્તકો પણ વચ્ચે વચ્ચે–બહાર પડતા રહેશે.

અહીં આપેલા પ્રસંગો અનેક પુસ્તકો, માસિકો, ઐતિહાસિક ત્રિમાસિકો, ને નિત્યનોંધોમાથી લીધેલા છે તેમની યાદી રાખવાનું પહેલેથી બની ન શક્યું. ને હવે યાદી કરતા ઘણો વખત જાય તેમ છે, એટલે સંપૂર્ણ યાદી આપવાનું બની શક્યું નથી પણ પ્રસિદ્ધ ઇતિહાસકારો–જ્યસ્વાલ, જદુનાથ સરકાર, બેનીપ્રસાદ, જયચંદ્રવિદ્યાલંકાર, સ્મિથ, આયંગર હ્રાઇસડેવીસ, વગેરેમાથી ઘણા પ્રસંગો પ્રાપ્ત કર્યા છે. મજુમદાર, રાહુલ સાંકૃત્યાયન, ગૌરીશંકર ઓઝા, હાવેલ, બાસુ, સમદર, મેકક્રિંડલ, કનીંગહામ, સ્મીથ વગેરેનો પણ ઉપયોગ કર્યો છે

હવે પછીના પુસ્તકોમાં છેવટે યાદી આપવાનું બની શકે માટે પહેલેથી જ નોંધ રાખવા ધારી છે જેથી ઐતિહાસિક માહિતીનો આધાર તરત મળી શકે.

શાહજહાંનો વજીર સાદુલ્લાખાન કહેતો કે જે અધિકારી ખેડુનો તરફ અન્યાય કરે તે રાક્ષસ જ ગણાય; ફેર માત્ર એટલો કે આ રાક્ષસ હથિયારને બદલે ખડિયો ને કલમ ધારણ કરે છે. શાહજહાં પોતે પણ-પોતાની નજર ન્યાયની બાબતમાં ઘણી જ તીવ્ર રાખતો. એક વખત એવું બન્યું કે બાદશાહને દફતર તપાસતાં એક ગામનું મહેસુલ આગલી સાલ કરતાં વધેલું જણાયું. તેણે તરત તપાસ કરી. સાદુલ્લાખાને જવાબ દીધો કે નદીનું વહેણ બદલવાથી થોડી ખેતી લાયક જમીન વધી છે. બાદશાહે પૂછ્યું કે એવી રીતે મેળવેલી જમીન પહેલાં ખાલસા હતી કે ઇનામી ?- સરકારી હતી કે કરમુક્ત વપરાશ માટે આપેલી ? - જવાબ મળ્યો; 'ઇનામી'-' ત્યારે એ જમીનમાંથી સરકારી મહેસુલ ઉઘરાવી શકાય નહિ, ખુદાએ એ લોકોને બક્ષીસ આપી છે.'

ઉપરનો પ્રસંગ ઐતિહાસિક હોય કે અર્ધ સત્ય હોય પણ તે વખતનું મહેસુલ સબંધી સરકારી વલણ ને ન્યાય આપનારની મનોવૃત્તિ બતાવે છે. કહે છે કે ગુજરાતમાં

એક વખત ચાલેલો જુલમ, કેટલાક કુશળ નટોએ, બાદશાહ પાસે ભજવી બતાવીને ન્યાય મેળવેલો. એવે વખતે પ્રતિષ્ઠાના ભૂતને સામે લાવીને ગલ્લાં તલ્લાં કરવાને બદલે બાદશાહે તપાસ કરાવી તો નાટકની વસ્તુ સાચી માલુમ પડી. સુબાને આવા જુલમ માટે જીવનભરની કેદ મળી અને તેની મીલકત જપ્ત કરવામાં આવી.



હિંદનાં પ્રાચીન સામ્રાજ્યનો છેલ્લો દીપ હર્ષ. મહાકવિ બાણે અને ચીનના યાત્રાળુ હ્યુએન સંગે તેના વિષે કેટલીક હકીકત આપી છે એ ઉપરથી એના સમયની કેટલીક માહિતી મળી છે. બાણ કવિએ હર્ષ ચરિતમાં આટલું લખ્યું છેઃ 'જેઠવદ બારસ રાતના દસ વાગ્યાના સુમારે ચન્દ્ર કૃતિકા નક્ષત્રમાં હતો તે વખતે હર્ષ જન્મ્યો હતો.' આટલી ચબરખી પરથી જ્યોતિષ ગણિતના આધારે સંશોધન કરીને વિદ્વાનોએ હર્ષની જન્મ તારીખ રવિવાર તા. ૪ થી જુન ૫૯૦ ની નક્કી કરી છે, એમાં પણ મતભેદ તો છે જ. પણ આપણે એ જુવાનનું જીવન તેજ નિહાળવાનું છે એટલે એ ચોક્કસ તિથિ વિષે વધારે ન કહેતાં એની તરુણ વયનું એક ચિત્ર રજુ કરીએ છીએ.

એ વખતે હર્ષનું વય ભાગ્યે જ અઢાર-ઓગણીસ વર્ષનું હશે. પિતાની આજ્ઞાથી મોટાભાઈ રાજ્યવર્ધન સાથે હૂણ લોકોને જીતવા માટે-હિમાદ્રિના તળેટી પ્રદેશમાં તે ગયો હતો. હિમાદ્રિનું અનુપમ સૌન્દર્ય જોઈ રાજકુમારને વનમાં ફરવાનો શોખ જાગ્યો. પરંતુ હજી હણ જેવા દુશ્મનો માથે

ગાજતા હતા. એટલે એ શોખ પૂરો થવાની થોડી આશા હતી. એટલામાં તો એનો પિતા પ્રભાકરવર્ધન માંદો પડયાના સમાચાર આવ્યા. મોટોભાઇ દુશ્મનો સામે ગયો ને નાનોભાઈ રાજધાનીમાં પાછો ફર્યો. પિતાની મૃત્યુશય્યા પર આંસુ પાડવાનું જ રાજકુમારના નશીબમાં હતું. મહાન રાજ્યની સઘળી જવાબદારી પાછળ મૂકીને પ્રભાકરવર્ધન મૃત્યુ પામ્યો. આટલું પુરું ન હતું. આંખમાંથી ચાલ્યા જતા અસ્ખલિત અશ્રુપ્રવાહે અને ગદ્ગદ્ કંઠે, આ અઢાર વરસના જુવાનને માતા યશોવતિના ચરણ કમળની ધૂળ માથે ચડાવીને ' સતીમા ' નાં છેલ્લાં દર્શન કરવા પડયાં હૃદય વિદીર્ણ કરી નાખે એવો માતાના વિરહનો ઘા હજી તો તાજો છે, ત્યાં સમાચાર આવ્યા કે એની બેન રાજ્યશ્રી વિધવા થઈ છે. માળવાના રાજાએ એના બનેવી ગ્રહવર્માને મારી, રાજ્યશ્રીને કેદમાં નાખી છે અને હર્ષના રાજ૫ર ચડાઇ કરવાની તૈયારી કરી છે.

નાટકના પડદાપર એક પછી એક ઝપાટાબંધ બનાવ બને તેમ આ જુવાનના જીવનમાં પ્રસંગો બની રહ્યા હતા. મોટા ભાઇ રાજ્યવર્ધન દુશ્મનોને હરાવી વિજયી થઇ રાજધાની થાણેશ્વર પાછો ફર્યો હતો, તે તરતજ માલવરાજને દંડ દેવા ચડયો. હર્ષ રાજધાની સાચવવા ઘેર રહ્યો . . . પણ . . . માલવરાજને હરાવ્યા પછી રાજ્યવર્ધનનું, માલવરાજના મિત્ર અને બંગાળાના રાજા શશાંકગુપ્તે ખૂન કર્યું. રાજ્યવર્ધનને ભોળવીને જમવા નોતરી એણે કપટથી એને મારી નાખ્યો. અને પોતે નાસી ગયો. એ પ્રસંગનો લાભ લઈ રાજ્યશ્રી કેદખાનામાંથી નાસી વિંધ્યાટવીમાં ભાગી ગઈ. આ સમાચાર

જ્યારે હર્ષને મળ્યા ત્યારે તેનું સાચેસાચું તેજ ઝળકી ઉઠ્યું. પોતાને નાનો અને એકલો ધારીને સા કોઈ એનું રાજ ખાખાવીખી કરી નાખવા તૈયાર થઈ ગયું હતું એ એણે જોઈ લીધું. તેણે સિંહની જેમ પડકાર ઝીલી લીધો. અને એક વખત તો ભારતવર્ષમાં ચક્રવર્તી પદ મેળવ્યા પછી જ ઝંપવાનો નિશ્ચય કર્યો. બીજે દિવસે એની વિજયી સેનાએ કાન્યકુબ્જ તરફ પ્રયાણ કર્યું. ત્યાર પછી તો હર્ષની વિજય ગાથા શરુ થાય છે. વિંધ્યાટવીમાં કોઈ ભયંકર એકાંત વનમાં છેલ્લી પ્રાર્થના કરીને, રાજ્યશ્રી સતી થવાની તૈયારી કરી રહી હતી, બરાબર એ જ વખતે, 'એ બહેન!' કહેતો હર્ષ જઈ પહોંચ્યો ને અર્ધ, મૂર્છિત અવસ્થામાં પડેલી રાજ્યશ્રીને ઉગારી લીધી!

નવલકથામાં શોભે તેવા એક પછી એક બનાવો બની ગયા. વિજયપ્રાપ્તિ પછીના પાછળના જીવનમાં શાંતિપ્રિય અને પ્રજાપ્રિય રાજા તરીકે તે વખણાયો. દર ચાર વર્ષે રાજ્યની સઘળી ઉપજનું તે દાન કરી દેતો. તેણે પોતાનો અધિકાર પણ સાદા 'રાજપુત્ર શીલાદિત્ય' એ નામથી જ ચલાવ્યે રાખ્યો હતો. હર્ષની કીર્તિ સાહિત્યકાર તરીકે પણ છે. કાદમ્બરીનો લેખક કવિ બાણ તેના દરબારમાં હતો. હર્ષે ત્રણ નાટકો પણ લખ્યાં છે 'રત્નાવલી' 'નાગાનંદ' અને 'પ્રિયદર્શના.'



પાણીપતના ત્રીજા યુદ્ધનું સુજા-ઉદ્-દૌલાના ખાનગી મંત્રી કાશીરાયે બરાબર વર્ણન આપ્યું છે. મરાઠાની બહાદુરી અને અબ્દલ્લીની કુનેહ એ બન્ને તરફ એણે લક્ષ આપ્યુ છે.

મરાઠા સૈન્યની હાર થઇ મુખ્યત્વે કરીને સેનાપતિઓમાં થયેલા વિસંવાદને લીધે શિવાજી મહારાજની ગોરીલા લડાઈ નીતિની હિમાયત હોલ્કર સિંધિયા અને સુરજમલ જાટે કરી હતી એની વિરુદ્ધ મત હતો સદાશિવરાવ ભાઉનો મુખ્યત્વે ગોરીલા લડાયકનીતિ જેટલી મહારાષ્ટ્રના ડુંગરી પ્રદેશોમા વિજયવતી નીવડી હતી, તેટલી ઉત્તરહિંદના સપાટ પ્રદેશમાં નીવડી ન હતી; અને એનો અનુભવ સિંધિયા હોલ્કરને પણ થઈ ચૂકયો હતો. હજી થોડા સમય પહેલાં જ મલ્હારરાવ હોલ્કરને પસદખાને હરાવ્યો ન હતો ? દત્તાજી સિંધિયાને નજીબખાને એ લડાયક નીતિને પરિણામે જ માર્યો ન હતો ?– ભાઉનો ઉદ્‌ગીરનો અનુભવ કહી રહ્યો હતો કે હવે મરાઠાએ સામે મોએ લડાઈ આપવી જોઈએ. પસદખાન જેવા ચોવીસકલાકમાં સો માઈલ સવારી કરનારા અચ્છા ટર્કી સવારો સાથે મહારાષ્ટ્રીય સવારો હરીફાઈમાં ટકે તેમ હતું જ નહિ એટલે જ ઇતિહાસે આજ દિવસ સુધી ભાઉને આપેલો અન્યાય હવે સુધારવો જોઈએ. ભાઉની દલીલ સાચી હતી. અને હોલ્કર સિંધિયાની લડાયક નીતિ ખોટી હતી પાણીપતની લડાઈમાં પણ મરાઠા અફઘાન સૈન્યને સામે મોએ લગભગ હરાવી ચૂકયા હતા.

પેશ્વા બાલાજી બાજીરાવ ૨૧ મી નવેમ્બરે પોતે આવે છે એમ ભાઉને ખબર આપે છે પણ ૨૭મી ડીસેમ્બર સુધી પૈઠણમાં વિવાહમાંથી નવરા થયા નથી ! આ ન ધારેલી લાંબી મુદતને લીધે મરાઠા લશ્કરને અનાજનો તોટો પડયો ને પરિણામે ભાઉને લડાઈમા ઉતરવુ પડયુ છતા ભાઉ ધાર્યા પ્રમાણે લડાઈ જીતી શકયો હોત એવા સંજોગો હતા.

સદાશિવરાવ ભાઉનું છેલ્લું વર્તન વીરયોદ્ધા તરીકેનું જ હતું. વિશ્વાસરાવના મૃત્યુ પછી અને હોલ્કર–ગાયકવાડની શંકા ભરેલી હીલચાલ પછી–નીરત્વ ભરેલી રીતે યુદ્ધ કર્યા સિવાય બીજો ઉપાય જ ન હતો.

પણ ભાઉએ બે ગંભીર ભૂલો કરી હતી. બચ્ચાં કચ્ચાંનું મોટું જાળું લડાઇમાં સાથે લીધું હતું તે કોઇપણ તાત્કાલિક પગલું લેતી વખતે વચ્ચે આવ્યા કર્યું. અબદલ્લીને જમના નદી ઓળંગવા દીધી એ પણ ગંભીર ભૂલ હતી. છતાં રૉલીન્સન કહેછે તેમ, ભાઉ એની લડાયક નીતિમાં સાચો સેનાપતિ માલુમ પડયો છે.



કાશીરાવનું વર્ણન છે : ' બીજે દિવસે–(લડાઈ પુરી થયા પછી) અબદલ્લીએ સુજા–ઉદ–દૌલાને કહેવરાવ્યું કે વિશ્વાસરાવનું શબ જોવા મોકલો. એ પ્રમાણે સુજાએ શબ મોકલી આપ્યું. નાના મોટા સૌ શાહના કેમ્પમાં એને જોવા ભેગા થયા. એનો સુંદર સપ્રમાણ દેહ જોઇને દરેકના મોંમાંથી એનાં વખાણ નીકળી પડયાં. મૃત્યુથી એનો ચહેરો જરાપણ વિકૃત થયો ન હતો. અને જાણે મૃત્યુ ન પામ્યો હોય–પણ લાંબી નિદ્રામાં પડયો એમ એનાં પોપચાં શાંત રીતે ઢળી પડયાં હતાં; ડોકની પાછળ તરવારનો ઘા અને ડાબી આંખ પર તીરની ચોટ માલમ પડતાં હતાં. એને જોઇને ઘણા અફઘાનો બોલતા હતા કે આ કાફર લોકનો રાજા છે. આપણે એને કાબુલ લઇ જઈશું. પછી શબને બરખોરદારખાનના તંબુમાં લઈ જવામાં આવ્યું.

સુજા-ઉદ્-દૌલાને આ વાતની ખબર પડી ત્યારે તેણે અબદલ્લીને કહ્યું કે હિંદમાં મૃત્યુની સાથે વેર પુરું થાય છે. અને મરણ પછી શબ તો એના ધાર્મિક સંસ્કાર પામવા માટે પાછું સોંપી જ દેવું જોઈએ. અમારે ભવિષ્યમાં મરાઠા સાથે કામ પડે ત્યારે આજનું અમારું વર્તન તે વખતે જવાબદાર ગણાશે. પછી બરખોરદારખાનના વકીલ મોતીલાલ -કાયસ્થને વિશ્વાસરાવના શબ માટે હું મળ્યો. બે દિવસ સુધી ચર્ચા ચાલી. બીજી વખત હું ગયો ત્યારે મોતીલાલે કહ્યુંઃ 'શબ માટે જ આવ્યા છો કે બીજું કામ પણ કરશો?'-મેં કહ્યું જે આપશો તે કામ કરીશ. પછી એ મને છાની રીતે તંબુના અંદરના ભાગમાં લઈ ગયો. એક તંબુમાં ભાઉનો વકીલ રાજા બાબુપંત ઘાયલ થઈને પડયો હતો. બીજા તંબુમાં જંકોજી સિંધિયા બેઠો હતો. લગભગ વીસ વર્ષનો સુંદર જુવાન હતો. તેણે તેનો હાથ ઝોળીમાં ટેકવ્યો હતો. ને મને જોઈને એણે માથું નીચું નમાવી દીધું. મેં કહ્યુંઃ 'નામવર, શા માટે ઓછું લાવો છો? તમે તે દિવસે જે વીરત્વ બતાવ્યું છે તે તો માનવજાતની સ્મરણ પોથીમાં હમેશને માટે નોંધાઇ રહેશે.' તેણે કહ્યુંઃ 'સાચું; પણ રણક્ષેત્ર પર અમારું મૃત્યુ થયું હોત. આ લોકો મારી પાસેથી છૂટકારાના પૈસા માગે છે. પણ આંહી મારી પાસે પૈસા કયાંથી હોય? નવાબ અમારા પિતાના મિત્ર હતા- અને એટલી મદદ આ વખતે કરશે તો અમે એ ઉપકાર ભૂલશું નહિ.'

મોતીલાલે કહ્યું કે છૂટકારાના બદલામાં સાત લાખ રૂપિયાની માગણી છે.

હું નવાબ પાસે ગયો ત્યારે રોહીલા સરદાર નજીબ-ઉદ્-દૌલા ત્યાં બેઠો હતો. સિંધિયા સાથે એને વેર હતું માટે મેં વાત કરવી મોકૂફ રાખી. પણ નજીબ-ઉદ્-દૌલાએ નવાબને કહ્યું કે કાશીરાયને કાંઇક કહેવું છે. ને મારી હાજરીથી એ ભડકે છે. સુજા-ઉદ્-દૌલાએ કહ્યું આપણે બન્ને એક જ છીએ ને તમારાથી કાંઇ પણ ખાનગી હોય નહિ. પછી એણે મને બોલાવી ગંગામૈયાના સોગન આપીને કહ્યુ કે નજીબ-ઉદ્-દૌલાની હાજરીથી કાંઇ છુપાવવાનું નથી. મેં સઘળી હકીકત કહી તે વખતે તો નજીબ-ઉદ્-દૌલાએ કહ્યું કે બરાબર છે અરધી રકમ હું આપીશ. પણ પછી તે તરત જ વઝીર પાસે ગયો. ને વઝીરે બરખોરદારખાનને શાહની નજરમાં હલકો પાડવાના હેતુથી શાહને વાત કરી. શાહે બરખોરદારખાનને બોલાવીને 'તમે જનકોજી સિંધિયાને ખાનગી રીતે સંતાડ્યો છે-પૈસા લેવા માટે એવી બાતમી અમને મળી છે' એમ કહ્યું પણ તે નામુકર ગયો. વઝીરે મને સાક્ષી તરીકે બોલાવ્યો પણ તેણે પોતાની વાત બદલી નહિ. એટલે શાહે ગુસ્સે થઇને તેનો તંબુ તપાસવાનો હુકમ કર્યો. બરખોરદારખાને હોંશિયારીથી માણસોને સંદેશો મોકલી બન્ને કેદીને મારી નંખાવી દટાવી દીધા ! આ પ્રમાણે જનકોજી સિંધિયાનું મરણ થયુ



ભાઉ સાહેબનો મૃતદેહ-માથા વિનાનો-મળ્યા પછી વિશ્રામરાવ અને ભાઉ સાહેબ બન્નેનાં શબ સુજા-ઉદ્-દૌલાએ

મને સોંપ્યા પછી મે એ બન્ને દેહને ધાર્મિક સસ્કાર કરીને અગ્નિદાહ આપ્યો '



ભાઉ હમેશા એક હજાર ને બસો સૂર્ય નમસ્કાર કરતો તેથી તેનું શરીર કાંતિમાન અને દઢ હતું



ઈ સ ૧૪૨૦-૨૧ મા અબ્દુર રઝાક-ઈરાનનો સદેશ વાહક-વિજયનગરમા આવેલો તેણે તેનું વર્ણન નીચે પ્રમાણે આપ્યુ છે

'વિજયનગરનો ઘેરાવો સાઠ માઈલનો હશે, તેની કિલ્લાની દિવાલો પાસેની પર્વત માળા સાથે જોડી દેવામા આવી છે તેથી તેનો ઘેરાવો ઘણો વધ્યો છે લગભગ ૯૦ હજાર સશસ્ત્ર સૈનિકો શહેરમા હશે રાજાની પાસે ૧૨૦૦૦ સ્ત્રીઓ છે જેમાથી ચાર હજાર તેની સાથે જ્યા જાય ત્યા જાય છે અને તેમનું ખાસ કામ રસોડા ખાતામા હોય છે તેજ પ્રમાણે ચાર હજાર સ્ત્રી ઘોડેસ્વારો છે. શહેરને ફરતા સાત કિલ્લા છે'



દુનિયામા અનેક વીર પુરુષો થઈ ગયા છે, પણ ગ્રીસના વીર નર લીઓનીડાસ જેવા તો ગણ્યાગાંઠ્યા જ હશે, ઈરાનના શાહની મોટી સેનાને લીઓનીડાસે એક સાંકડી નેળને નાકે ખડા રહીને એકલે હાથે રોકી હતી આજ પણ ગ્રીસમા લીઓનીડાસનુ નામ અમર છે

એવો જ એક વીર પુરુષ હિન્દુસ્તાનમાં પણ થયો છે. તેનું નામ બાજીપ્રભુ દેશપાંડે. એ છત્રપતિ શીવાજી મહારાજના સમયમાં થઈ ગયો. જે વખતે શીવાજી કોંકણના કિલ્લાઓ જીતી રહ્યો હતો તે વખતે તેને દેશપાંડે સાથે ભારે યુદ્ધ ચએલું. દેશપાંડે બીજાપુર રાજ્યનો જાગીરદાર હતો અને તેના પિતાને બીજાપુરના સુલતાને બાવન ગામની જાગીર આપી હતી. તે રોહીડાના ગઢમાં રહેતો હતો. રોહીડાનો ગઢ તે વખતે બહુ મજબુત લેખાતો. શીવાજી ઘણા વખતથી એ ગઢ સર કરવાનો વિચાર કરતો હતો. એકવાર શીવાજીએ આ કિલ્લા ઉપર હુમલો કર્યો, પણ દેશપાંડે આગળ તેનું કશું ચાલ્યું નહિ. છેવટે હારીને તેને નાસી જવું પડયું.

આવા બહાદુર યોદ્ધા ઉપર શીવાજી મુગ્ધ થયો. તેણે મનમાં વિચાર કર્યો કે જો દેશપાંડે આપણા પક્ષમાં આવે તો ઘણી મદદ મળે અને ધાર્યું કામ પાર પાડે. બાજીપ્રભુ સાથે મૈત્રી કરવા શીવાજી રાતોરાત હિમ્મત કરીને રોહીડાના ગઢ પર ચડી ગયો અને બે ધડક તેની સામે જઈને ઉભો રહ્યો. શીવાજીને આ પ્રમાણે પોતાની સામે ઉભેલ જોઈને દેશપાંડે આશ્ચર્ય પામ્યો. પોતાને ઘેર આવા મોટા મહેમાન આવેલા જોઈને તેણે એમની ખૂબ ખાતરબરદાસ્ત કરી. વાતવાતમાં શીવાજીએ દિલ ખોલીને સમજાવ્યું કે અત્યારે તમારા જેવા વીર પુરુષોની મદદથી જ દેશ સ્વતંત્ર થઈ શકશે.

બાજીપ્રભુને શીવાજીનું કહેવું ગળે ઉતર્યું. તેણે શીવાજીને પોતાના સાથી તરીકે સ્વીકારીને રોહીડાનો કિલ્લો એને હવાલે કર્યો. એની સહાયથી કોંકણ દેશનો ઘણોખરો ભાગ શીવાજીએ કબજે કર્યો. આટલી હદે વાત ગઇ ત્યારે

બીજાપુરના સુલતાનની આખ ઉઘડી અને તેનું જોર નરમ પાડવા તેણે પોતાના સરદાર અફઝલખાનને મોટા લાવલશ્કર સાથે મોકલ્યો અરસપરસ સુલેહશાન્તિ કરવાની વિષ્ટિમા શીવાજી મહારાજે તેના પેટમા વાઘનખ ભોકીને તેને ભોય ભેગો કરી દીધો શીવાજીને તારાજ કરવાને સુલતાને મોટી સેના સાથે બીજા સરદારને રવાના કર્યો આ સેનાએ શીવાજીને પન્હાળના ગઢમા ઘેરી લીધો ચાર મહીના સુધી તે કિલ્લામા ભરાઇ રહ્યો, પણ આખરે શીવાજીએ તે જગ્યા છોડીને નાસી જવા ધાર્યું ચાર હજાર સૈનિકો સાથે શીવાજી વિશાળગઢ તરફ નાઠો બીજાપુરનું સૈન્ય તેની પાછળ પડયુ

ગતભર કુચ કર્યા પછી શીવાજી ડુગરમા થઈને જવાના એક સાકડા ઘાટ આગળ આવી પહોચ્યો શત્રુની સેના પણ પાછળ ધસતી હતી તેને લાગ્યુ કે હવે કોઈ રીતે બચાવ થાય એવુ નથી, અને વિશાળગઢ તો હજી દૂર છે તેથી તેણે દુશ્મનોની સામે જ થવાનુ ઠીક ધાર્યું થોડી વારમા ત્યા પ્રબળ યુદ્ધ જામ્યુ ચાર હજાર મરાઠાની મુઠ્ઠીભર સેના અગણિત મુસલમાનો સામે શી રીતે ટકી શકે ? તેની વીસાત શી ? એ વેળા બધા મરાઠાના ભૂક્કા નીકળી જાય એવુ હતુ

પણ બાજીપ્રભુએ કહ્યુ, 'મહારાજ, આપ વિશાળગઢ સીધાવો જ્યા સુધી આપ ત્યા ક્ષેમકુશળ નહિ પહોચો ત્યા સુધી હું મુસલમાન ફોજને રોકી રાખીશ આ દેહમા પ્રાણ છે ત્યા સુધી કોઈ અચ્ચાને ચસવા નહિ દઉં ' શીવાજીને તેનું કહેવુ ઠીક ન લાગ્યુ પણ જ્યારે સઘળા મરાઠા સરદારો

તેમાં સંમત થયા ત્યારે ન છુટકે બે હજાર મરાઠા લઈ શીવાજી મહારાજ વિશાળગઢ તરફ ચાલી નીકળ્યા.

શીવાજીના ગયા પછી દેશપાંડેએ બાકીના સૈનિકોને એ સાંકડી નેળમા જુદી જુદી જગ્યાએ ગોઠવી દીધા; અને પોતે પચાસ યોદ્ધાઓ સાથે નેળને મોઢે ઉભા રહી દુશ્મનો સામે ટક્કર ઝીલી. શત્રુઓનો ધસારો તો જારી હતો. બાજીપ્રભુએ એવું તો ઘોર યુદ્ધ જમાવ્યું કે દુશ્મનોના તંગ ઢીલા પડ્યા. શીવાજી મહારાજે સહીસલામત વિશાળગઢ પહોંચી તોપનો અવાજ કર્યો. બાજીપ્રભુએ તો અજબ રમખાણ મચાવ્યું હતું. છેવટે તોપનો અવાજ સાંભળી તે સમજી ગયો કે શીવાજી સલામત પહોંચી ગયો. ઘાયલ થએલો ને લોહીથી નીતરતો બાજીપ્રભુ પોતાના પચાસ જુવાનો સાથે ત્યાં પડ્યો અને મરીને અમર થઈ ગયો.



અજાતશત્રુને સત્તાનો લોભ થયો. પોતાના પિતા રાજા બિંબિસારને મગધની ગાદી પરથી ઉઠાડી પોતે ગાદી પર ચઢી બેઠો. એટલેથી ન અટકતાં તેણે રાજાને કેદમાં નાખ્યો. રાણી વૈદેહીએ પોતાના પુત્રને આવું ઘાતકી કામ ન કરવા વીનવ્યો પણ તેણે ગણકાર્યું નહિ. અજાતશત્રુનો સખ્ત હુકમ હતો કે કોઈએ બિંબિસારને મળવા ન જવું તેમ ખાવા પણ ન આપવું. માત્ર પતિવ્રતા રાણી આ હુકમનો ભંગ કરી હમેશ રાજાને મળવા જતી. ને પોતાના પગનાં પોલાં કડલાંમાં દૂધ ભરીભરી રાજાને છાતીમાની પાઈ આવતી. અંતે ચોકીપહેરો એવો સખ્ત થયો કે રાણી પણ

રાજાને મળી શકે તેવું રહ્યું નહિ. રાજા બિંબિસાર કેદખાનામાં ભૂખે મરવા લાગ્યો.

એક દિવસ અંધારી રાતે થોડો થોડો વરસાદ પડી જમીનમાંથી સુગંધી છુટતી હતી. આખું નગર શાંતિમાં ઘોરતું હતું. અજાતશત્રુના પુત્ર ઉદયભદ્રની આંગળી પાકી હતી તેથી તેને નિદ્રા આવતી ન હતી. ઘડીઘડીમાં તે વેદનાથી ચીસ પાડી જાગી ઉઠતો હતો ને 'પિતાજી ! બહુ દુઃખ થાય છે' એમ કહી રડી પડતો હતો. અજાતશત્રુએ વહાલથી તેની દુખતી આંગળી મોંમાં રાખી, ને કંઈક આરામ મળવાથી કુંવર નીરાંતે સૂઈ ગયો.

એ જ વખતે એક દુઃખી દેખાતી સ્ત્રીએ પ્રવેશ કર્યો. તે અજાતશત્રુની માતા રાણી વૈદેહી હતી. તેણે પાસે આવી અજાતશત્રુ સામે ટપકાભરી આંખે જોયું ને પછી ધીમેથી કહ્યું, 'અજાતશત્રુ ! તને તો ભાન ક્યાંથી હોય ? પણ તું નાનો હતો ત્યારે આટલા જ હેતથી તારી દુખતી આંગળી જેણે મોંમાં રાખી હતી, તેને તું આજે કેદમાં પુરી ભૂખે મારી રહ્યો છે ! ' અજાતશત્રુની દૃષ્ટિ એકદમ ખુલી ગઈ. તેને પિતાનું વાત્સલ્ય સાંભર્યું ને પોતે તેના ખોળામાં ચડી હસ્યા કરતો તે દિવસો યાદ આવ્યા. એકદમ તે પોતે જ કેદખાના તરફ દોડયો ને તાળું ખોલી નાખ્યું.

અંદર અંધારા ઓરડામાં એક તદ્દન નિશ્ચેષ્ટ શરીર પડયું હતું. અજાતશત્રુએ તેનો હાથ પકડી વહાલથી કહ્યું, 'પિતાજી ! હું અજાતશત્રુ આપની પાસે આવ્યો છું. જરા સામું તો જુઓ !' બિંબિસારની મુછના બે ચાર વાળ

હાલ્યા; પણ તે માત્ર પવનથી. હમણાં બોલશે એમ લાગ્યા કરતું હતું; પણ કંઈ જવાબ મળ્યો નહિ.

અજાતશત્રુ નાના બાળકની માફક ધ્રૂસકે ધ્રૂસકે રોઈ પડ્યો ! 'ઓ પિતાજી ! હું અજાતશત્રુ કરગરૂં છું. એક વખત મારીનો બોલ તો બોલો !' કોણ બોલે ?



હઝરત મોહમ્મદ પયગમ્બર સાહેબને ફાતિમા નામે પુત્રી હતી. તેને બે પુત્ર હતાઃ હસન અને હુસેન. હસનને મદીનાની ગાદી મળી ને હુસેન તેની સાથે રહ્યો. ને વખતે મદીના અને દમાસ્કસ વચ્ચે હડહડતું વેર ચાલતું હતું. પયગમ્બર સાહેબના વ્હાલા શિષ્ય માવીયાનો પુત્ર યેઝીદ દમાસ્કસની ગાદીપર હતો. યેઝીદે કપટ કરીને હસનને તેની જ બીબી ઝોબૈદા મારફત ઝેર આપી મારી નખાવ્યો. હવે દમાસ્કસ સામે લડવા માટે એકલો હુસેન રહ્યો.

હુસેનનું અંતઃકરણ પોતાના વડીલ ભાઈના મૃત્યુથી ચીરાઈ ગયું. તે ભગ્ન હૃદયે પોતાના પિતામહ પયગમ્બર સાહેબની કબર પાસે જઈને બેઠો. આખા મદીનાની પ્રજાનાં આંસુ પણ એને પીગળાવી શક્યાં નહિ. એ તો દરવેશ જેવો બની ગયો ને લગભગ એકાંત જીવન ગાળવા લાગ્યો.

પણ યેઝીદને આ સમાચારથી શાન્તિ થઈ નહિ. એને તો હુસેનનું ખુન કરવું હતું; ને ખુન તો આવા પવિત્ર સ્થળમાં થાય નહિ. તેણે એક નવી યુક્તિ શોધી કાઢી.

હુસેનને અબદુલ્લા ઝૈયદ નામે એક અત્યંત વિશ્વાસપાત્ર મિત્ર હતો. તે કુફામાં રાજ્ય કરતો હતો. કુફા દમાસ્કસનું

ખડિયું રાજ્ય હતું યેઝીદે તેને કહ્યું કે જો તું હુસેનને પેલી પવિત્ર આરામગાહમાથી દૂર ખેંચી લાવે તો તને પુષ્કળ પૈસો ને સ્વતંત્રતા બક્ષું !' અબ્દુલ્લાએ આ કબુલ કર્યું પછી મિત્રાઈના વહાલભર્યા સંદેશાઓ ને મર્દાનગીભર્યા શબ્દોથી, અબ્દુલ્લા ઝૈયદે હુસેનનું દિલ પીગળાવ્યુ, ને ભલા ભોળા હુસેને તેના શબ્દોમા વિશ્વાસ મૂકી કુફા જવાનું આમંત્રણ સ્વીકાર્યું

મદીનાની પ્રજા આ સમાચારથી ગભરાઈ ગઈ હુસેનને આંસુ સારીસારીને ન જવા લોકોએ વિનંતિ કરી, પણ હુસેને જવાનો નિશ્ચય કરી રાખ્યો હતો.

પછી હુસેન પોતાની સ્ત્રી, બાલબચ્ચા ને કબીલો લઈ રવાના થયો રસ્તામા થોડા દિવસો તો મુશ્કેલી નડી નહિ ને સુખરૂપ માર્ગ કાપતા સૌ આગળ ચાલ્યા પણ કોણ જાણે કેમ તેઓ રસ્તો ભૂલ્યા અરબસ્તાનના પ્રખર સૂર્યના બાળી નાખે તેવા કિરણો ધગધગતી રેતીમા તપતા હતા, પવન પણ સુસવાટા દઈ ફૂકતો હતો ને પાણીનું ટીપુ સરખું ન મળે તેવા ભયંકર મેદાનો આગળ ને આગળ આવતા હતા હવે પાછા ફરવુ મુશ્કેલ હતું હુસેને પોતાના માણસોને મુકામ કરવા હુકમ કર્યો ને થોડાકને પાણીની શોધ કરવા મોકલ્યા તે જ વખતે સમાચાર મળ્યા કે તેના મિત્ર અબ્દુલ્લાએ વિશ્વાસઘાતની બાજી ગોઠવી છે ! પણ હુસેનનુ ચિત્ત અત્યારે માત્ર પાણીની શોધમા હતુ તેણે મોકલેલા માણસોએ પાણીનો એક ઝરો શોધી કાઢયો, પણ યેઝીદના હથિયારબંધ માણસો તેની ચોકી કરી રહ્યા હતા !

અને હવે હુસેનના તણુનો દેખાવ હૃદયદ્રાવક બન્યો નાનામોટા સૌ પાણી પાણી કરતા હતા ઉપર આશાભરી દૃષ્ટિ ફેરવે ત્યા ચોખ્ખુ આસ્માની આકાશ તપી ગયુ હતું માતાની છાતીમાથી દૂધની સેર સમાઇ ગઈ હુસેનના નાના કુમળા બાળકના હોઠ પાણી વિના સુકાઈ જતા હતા. બધી જગ્યાએથી એકસરખો હૃદયદ્રાવક અવાજ આવતો હતો 'પાણી! પાણી!'

હુસેનની સ્ત્રી પોતાના બચ્ચાંને લઈ ગોઠણિયાભર પડી ડૂમકા ખાતી બોલી 'ખુદાની ખાતર માત્ર આ બાળક માટે બે ઘૂંટા પાણી લાવો!' આ દેખાવથી હુસેનનું મગજ ફરી ગયુ તે પોતાના બાળકને લઇને પેલા પાણીના ઝરા પાસે દોડયો પણ અફસોસ! એના દુશ્મનોના હૃદય આ દેખાવથી પણ પીગળ્યા નહિ હુસેને પાણી માગ્યું ત્યા તીર આવ્યુ, અને એવા એક તીરથી પેલું કુમળુ બાળક વીંધાઈ ગયુ

પોતાના બાળકના ખૂનથી તરબોળ થએલા હાથે હુસેન ગાંડા જેવો પાછો ફર્યો એની આખમાં આસુ આવે એટલી પણ ભીનાશ હવે રહી ન હતી. પોતાના પ્યારા બચ્ચાની છેલ્લી દૃષ્ટિ પાણી માગી રહી હતી ને હાથવારવાર અત્યત દર્દથી મો તરફ વળતો હતો થોડીવારમા તે હમેશની તૃષા છીપાવવા ચાલ્યુ ગયુ

હુસેન અને તેના માણસો હવે લડાઇ માટે તૈયાર થઈ ગયા. વિશ્વાસઘાત ને કરતાની સામે હુસેન પોતાના માણસોને લઇ ભુખ્યા વરુની માફક તૂટી પડ્યો! તેનો

ભત્રીજો ને વ્હાલા અફસરો એક પછી એક કપાઈ ગયા! છેલ્લે માત્ર હુસેન પોતે રહ્યો! પણ તેણે તો ગજબ કરી તેના એક એક ઝપાટાથી દુશ્મનોના થોકડેથોકડા વઢાઇ પડતા હતા છેવટે દુશ્મનો ઝરો છોડી દઇને જીવ બચાવવા જેમ આવે તેમ નાસી છૂટયા!

હુસેન ઝરા પાસે જઈ તેના મીઠા ઠંડા પાણીમા કૂદી પડયો! તેના સુક્કા લુખ્ખા હોઠ પર છારી વળી હતી ને તે પાણીની મીઠાશ સુધી શકે એટલો બેભાકળો બની ગયો હતો તેણે ખોબો ભરી પાણી લીધુ પણ તે હોઠને અડકાડે તે પહેલા તેના વ્હાલા મિત્રો ને સ્ત્રી પ્યારો ભત્રીજો ને પ્રિય પુત્ર સૌ તેને યાદ આવ્યા અને પોતાના હાથમા પાણી પાણી પોકારતા મરી ગએલા તેના નાના પુત્રનો મૃત્યુ સમયનો દુખાર્ત પોકાર તેની સામે ખડો થઇ ગયો! પોતાના હોઠ પણ ભીંજાવ્યા વિના તેણે પાણી નીચે નાખી દીધુ ને તલવાર લઇને તે નાસતા દુશ્મનોની પાછળ દોડયો

અને હુસેન મૃત્યુથી અમર્ત્ય બની રહ્યો!

આજથી તેરસો વર્ષ પહેલા બનેલા આ બનાવને દરેક સાચો ઇસ્લામી આજે પણ સભારે છે ને હસન અને હુસેનના નામથી આજ પણ મુસ્લીમ દુનિયા એ કરુણ બનાવ પર આસુ સારે છે



બાજી પ્રભુ દેશપાંડેનુ નામ મરાઠી ઇતિહાસમા મશહૂર છે પણ શિવાજી મહારાજના સૈન્યમા પાંચ 'બાજી' હતા આ એક બીજા બાજીની વાત છે કન્હોજી નાયકનો એ પુત્ર

વિજાપુરનું લશ્કર લઇને જ્યારે ફતેહખાન નામે સરદાર પુના ઉપર આવવા માંડયો ત્યારે શિવાજી મહારાજ કન્હોજી નાયક સાથે થોડુ માવળા સૈન્ય લઇ પુરંદર ગયા, અને ત્યાંથી થોડુ પાયદળ ને થોડા ચૂંટી કાઢેલા સવારો ભગવા ઝુંડા સાથે ફતેહખાન સામે લડવા મોકલ્યા પણ શિવાજીનું આ નાનુ લશ્કર હાર્યું, વેગળું ગયુ ને પાછુ હઠયુ એવી સ્થિતિમા ભગવા ઝુંડા સાથે તેના રક્ષણ માટે માત્ર ચાળીસ પચાસ માણસો રહ્યા. આ વખતે કન્હોજીનો પુત્ર બાજી, પિતાને જણાવ્યા વિના જ આ ઝુડાના રક્ષણ માટે દોડયો શત્રુઓને લાગ્યુ કે ભગવો ઝુંડો આ લીધો આ પકડયો, પણ એટલામા બાજી નાયકના આવવાથી બાજી બદલી ગઈ બાજીએ હલ્લો કરી એકસામટા પાચ માનને કાપી નાખ્યા અને દુશ્મનની આગલી હરોલને પીંખી નાખી ગરૂધ્વજને બચાવીને જ તે પુરંદર પાછો ફર્યો આ પરાક્રમની શિવાજીને ખબર પડતા ને ઘણો જ પ્રસન્ન થયો ને બાજીને ' સરજારાવ 'નો ખિતાબ આપ્યો, પોતાના ચૂંટી કાઢેલા ઘોડામાથી બે ઘોડા પણ આપ્યા ને તેને પોતાની પાસે રાખી લીધો



જુના વખતમા લડાઇના સમયમા સાંકેતિક પત્રો કેમ લખાતા તેનો આ નમૂનો છે

અ ળુ ડા ટ ળો ખ ઞ ય ટ

આનો ખુલાસો નીચે પ્રમાણેના તેના ઉકેલના અક્ષરો તેને બદલે મૂકી દેવાથી મળી રહે અ=હ, ળ=દ, ડ=વ, ટ=ર, ટ=ર, ખ=ન, ઞ=પ, ય=હ, એટલે કે ' હદવાર દોન

પ્રહર.' આવો પત્ર શત્રુના હાથમાં કદાચ જાય તો પણ તેને એમાંથી બાતમી ન મળે.



જલયાન, ભૂમિયાન, વિમાન, અગ્નિયાન ને વ્યોમયાન, આ પાંચ શબ્દો જે પાંચ રીતે આપણે માર્ગવ્યવહાર ચલાવતા તેના સૂચક છે. વિમાન શબ્દ વિષે એક વિદ્વાન નીચેનો શ્લોક ટાંકે છે:

गरुडसदृशैः कपालैरन्यैः पक्षिगणैरपि
आकाशे वाहयेद्यानं विमानमिति संज्ञितम्

અગસ્ત્ય ઋષિ પોતાની સંહિતામાં પક્ષીઓને શી રીતે કેળવવા કે જેથી તેઓ આકાશમાં વિમાન ચલાવી શકે તેનું વર્ણન કરે છે વિષ્ણુનું નામ ગરુડવાહન કહેવાય છે અને અગ્નિ ગૃધ્રવાહન ગણાય છે કદાચ પોતપોતાના વિમાન આ પક્ષીઓની મદદથી ચલાવવાનું તેમણે સુગમ કર્યું હોય તે સંભવિત છે છેલ્લી લડાઈમાં *કબુતરોએ કેવો ભાગ ભજવ્યો હતો તે સૌને યાદ છે. રાવણે પોતાના વિમાનના જ બળથી કેર વર્તાવ્યો હતો રામચંદ્ર પુષ્પક વિમાન હિમાલય પર તજી દે છે એમાં એમનો હેતુ આ માર્ગનો અત્યંત દુરુપયોગ થવાથી તેનો નાશ કરવાનો પણ હોય!



* સંદેશા લાવવા લઈ જવામાં બહુ જ નામના જેને મળી હતી તે કબુતર 'લીલી' બરાબર વખતસર સંદેશો પહોંચાડીને 'શેર એમી' નામના કબુતરે આખા સૈન્યને મોતના પંજામાંથી બચાવી લીધાનો દાખલો છે.

બાજી પ્રભુ દેશપાંડે ઉપરાંત એક બીજા બાજી નાયકની વાત હમણાં થઈ હવે ત્રીજા મુરાર બાજી પ્રભુની એક વાત પુરંદરનો કિલ્લો મોગલ લશ્કરે ઘેર્યો હતો રાજા જયસિંહ જેવો અનુભવી સેનાપતિ અને બાદશાહે તાજેતરમાં જ મોકલેલુ ભારે તોપખાનુ, એટલે કોઈ રીતે પુરંદર ટકે એવી આશા ન હતી આશાના બધા દોર તુટી જાય ત્યારે ઘણી વખત માણસ છેલ્લો હિસાબ કરી લેવાની તૈયારી કરે છે એ અવસર પણ આવે ત્યારે નહિ ધારેલા પરાક્રમ અને સાહસ માણસ કરી બેસે છે મુરાર બાજીને જ્યારે ખબર પડી કે દિલેરખાન પાંચ હજારનું સૈન્ય લઈ કિલ્લો સર કરવા ટેકરી ચડે છે ત્યારે માત્ર સાતસો માવળા લઈને તે મેદાને પડયો હાથોહાથની ઝપાઝપી જ શરૂ થઈ મુરારે તે દિવસે હદ કરી નાખી પાંચસો માણસને કાપીને પોતેસીધો દિલેરખાનના ઉપર જ ધસ્યો સાથે માત્ર સાઠ જ મરાઠા હતા આ વિરલ પરાક્રમ જોઈને ખાન તો દંગ થઈ ગયો તે પણ ખરો મુસલમાન બચ્ચો હતો તેણે તેને શરણે થવા કહ્યુ અને આ વીરત્વની તારીફ કરી જીવિતદાન આપવાનું ને પોતાની પાસે સરદાર તરીકે રાખવાનું જણાવ્યુ પણ મુરારને ચડેલો મનુષ્ય એમ કાંઈ નંદવાતો? ગણત્રી બેસે છે? જ્યાં ફના કરવાની કે ફના થઈ જવાની અથવા સ્વતંત્રતા મેળવવાની જ શરત ચાલતી હોય ત્યાં શું મનુષ્ય કે શું આખી પ્રજા કોઈ દિવસ ગણતરી કરતી જ નથી મુરાર બાજી ત્યાં જ ત્રણસો મરાઠા સાથે રણમાં પડયો આ સમાચાર ગઢમાં પહોંચ્યા ત્યારે તેથી લેશમાત્ર ન થડકતા બહાદુર સૈન્યને છાજે તેમ એકેએક સૈનિકે જવાબ વાળ્યો

કે 'નાયક પડયા તેથી શું થયું ? અમે સઘળા એના જેવા જ છીએ અને એની જ હિંમતથી લડવાના છીએ. નાયક પડવાથી કાંઈ લડાઈ ખતમ નથી થતી.'



ન્યાય, કેળવણી, શહેરસુધારણા અને સહકારી મંડળ, આ ચારને અત્યારના સુધારાના સ્તંભ ગણી શકાય. એ પશ્ચિમની વિદ્યાના જ બીજ છે અને આપણે ત્યાં આ વિચારો નવીન છે એમ ઘણા માનતા લાગે છે. પણ વસ્તુ સ્થિતિ તેનાથી તદ્દન જુદી હતી વચ્ચેનો યુગ પડતો મૂકીએ. જેના વિષે આપણને કાંઈક માહિતી મળી શકી છે તે ચંદ્રગુપ્ત મૌર્યના વખતની (આજથી બે હજાર વર્ષ પહેલાની) આ વાત છે

વાઈસરૉય સાહેબ અને તેની કાઉન્સિલ એ વિચાર હિંદુસ્તાનમા નવો ન હતો ચંદ્રગુપ્ત અને તેની મંત્રી પરિષદનો એ કાળનો ઉલ્લેખ સ્પષ્ટ મળે છે મંત્રીપરિષદમા મંત્રધર, એક પદવીધર મંત્રી, એક પદાધિકારથી વિહીન-રાજ્યનો નોકર નહિ તેવો-મંત્રી અને એક બીજો, એટલા બેસતા આવશ્યક કાર્યને પ્રસંગે આ મંત્રીઓ અને મંત્રીપરિષદની સલાહ લેવાતી અને બહુમતિ પ્રમાણે કાર્ય થતુ જો કે રાજાને નિષેધ એટલે કે વીટો-નો અધિકાર હતો

પરંતુ આટલા ઉપરથી પ્રાચીન વખતમા શાસનતંત્ર ઉપર પ્રજાનો મત હતો તે સિદ્ધ થઈ શકે નહિ એના ટેકામાં વધુ બે શબ્દો મળી આવે છે પૂર એટલે નગર કે રાજધાની. તેના ઉપરથી પૌર એટલે પુરના રહેવાશી એ શબ્દ થયો.

જનપદ એટલે રાષ્ટ્ર–દેશ. એ ઉપરથી જાનપદ એટલે જનપદના–દેશના–નિવાસી. રાજધાનીના નિવાસી તે 'પૌર' અને રાજધાની સિવાયના પ્રદેશના–દેશના રહેવાસી તે 'જાન પદ' જાડી ભાષામા બોલીએ તો શહેરી અને ગામડિયા

પણ જાનપદ શબ્દનો અર્થ શ્રેણી, જાતિ, ગણ, સઘ એવો પણ થઈ શકે છે 'પૌર–જાનપદ' એનો અર્થ રાજધાનીની 'મ્યૂનિસિપાલિટી' તથા દેશસઘ કે રાષ્ટ્રસઘ એવો થાય એવી સસ્થાઓ હોવાના ઘણા ઉલ્લેખ ઇતિહાસમાથી મળે છે.

દશરથરાજાએ યુવરાજને નિયત કરવા પૌર–જાનપદ સભા બોલાવી હતી સમ્રાટ્ બિંદુસારે તક્ષશિલાના 'પૌર' ને આજ્ઞા કરી હતી કે તક્ષશિલાના ઉપરાજાને તે પદચ્યુત કરે. વધારે કર નાખવા હોય ત્યારે રાજા પૌર–જાનપદ પાસે માગણી કરે એવો ચાણક્યે ઉલ્લેખ કર્યો છે કર વધારવો, ઘટાડવો કે કાઢી નાખવો એ પૌર–જાનપદને આધીન હતું આવા બીજા પણ છુટાછવાયા ઉદાહરણો પરથી નક્કી થયુ છે કે હિંદુસ્તાનમા પ્રજાશાસન ઘણા પ્રાચીન વખતથી ચાલતું આવ્યુ છે

ચદ્રગુપ્ત મૌર્યના વખતમા 'પ્રશાસ્તા' નામનો એક હોદ્દો હતો એને આપણે દફતરદાર કહી શકીએ એને જે જે વાતની નોધ રાખવાની હતી તેમા દેશસઘ જાતિસઘ– એ સર્વ સંસ્થાઓના નિયમ રીતરિવાજ વગેરેની નોધ પણ કરવાની હતી.



નાનાફડનવિસના જીવનનો એક પ્રસંગ છે. સવાઈ માધવરાવ ઉપર એને પ્રીતિ હતી. એની ઇચ્છા હતી કે એ જુવાન, પેશ્વાની ગાદીને શોભાવે એવો બહાદુર થાય. એટલા માટે એણે એને બાજીરાવ બીજાની મૈત્રીથી દૂર કરવાનો પણ પ્રયત્ન કર્યો હતો. ત્યાર પછી સવાઈ માધવરાવ મરણ પામ્યો. આ મરણ આપઘાતને લીધે થયું છે એમ સાધારણ માન્યતા છે, તેમજ એ આપઘાત માટે નાનાફડનવીસ સખ્ત દેખરેખ કારણરૂપ માનવામાં આવે છે.

પણ નાનાના જીવનનું આ કલંક કલ્પિત છે તેમ જણાય છે. પેશ્વાના કુટુંબમાં ક્ષય તરફનુ વલણ જોવામાં આવ્યું છે. બાલાજી બાજીરાવ, માધવરાવ અને ચીમનાજી આપ્પા એ રોગથી જ મરણ પામ્યા હતા. સવાઈ માધવરાવનું શરીર પણ ક્ષયના વલણવાળું હતું તેમજ તેને ચક્કર પણ આવતાં. આવી સ્થિતિમાં મહેલ ઉપરથી તે પડી ગયો અને તેનું મરણ થયું. તે સમયે જુદાજુદા ત્રણ માણસોએ જુદે-જુદે સ્થળે લખેલા ત્રણ પત્રો મળી આવ્યા છે. તુકોજી હોલ્કરે અહલ્યાબાઇ ઉપર લખ્યું છે કે 'સવાઇ માધવરાવ અકસ્માતથી પડી ગયો.' સવાઇ માધવરાવના મરણ પછી માત્ર પદર દિવસે પુનામાંથી જ લખેલો બીજો પત્ર જણાવે છે કે 'વાયુના ઉપદ્રવથી સવાઇ માધવરાવ પડી ગયો.' આપઘાત કર્યાનું માત્ર અંગ્રેજ લેખકે લખ્યું છે. નાનાને જ્યારે આ અકસ્માતની ખબર પડી ત્યારે તે ઉતાવળે મદદ કરવા દોડયો, અને તેમ કરવા જતાં તે પોતે પણ બહુ ખરાબ રીતે પડી ગયો. ત્રણ દિવસ પછી સવાઈ માધવરાવ મરણ પામ્યો.



કુર્ગનું રાજ્ય અંગ્રેજોએ જીત્યું ત્યારે લોકોને અચાનક ઉત્સાહ આવ્યો હતો એટલે એમણે એકમતે બ્રિટિશ-રાજની માગણી કરી એમ કહેવાય છે! હિંદુસ્તાનમાં કુર્ગનો પ્રદેશ કૉફીના ઉત્પાદનમાં સૌથી મોટો હિસ્સો ધરાવે છે. ઘણા અંગ્રેજો ત્યાં એ ખેતી ઉપર જ મોટી મિલકત ધરાવતા થઈ ગયા છે ત્યાંની ૪૮૧૪૨ એકર જમીન આ ખેતીમાં છે કુર્ગનો પ્રદેશ આ જાતની ખેતી માટે ઉત્તમ હતો અને અંગ્રેજોની વસાહત માટે પણ ઉત્તમ હતો, વળી કુર્ગનું રાજ્ય ખાલસા થયું ત્યારે દરેક કર્નલને રૂપિયા પચીસ હજાર દરેક લેફ્ટેનન્ટને રૂા પંદર હજાર અને દરેક મેજરને રૂા. દસ હજાર તથા દરેક કેપ્ટનને રૂા પાંચ હજાર એમ કાંઈક વહેંચણી થએલી!

કુર્ગના રાજાને એવી સદ્બુદ્ધિ થઈ કે તે પોતાનો અન્યાય રજુ કરવા ઠેઠ ઇંગ્લંડ ગયો ઇ સ ૧૮૫૨ મા. એની એકની એક પુત્રી પણ સાથે હતી રાજાને બીજો તો કાંઈ ફાયદો ન થયો, પણ દીકરી વટલીને ક્રિશ્ચિયન થઈ ને કોઈ અંગ્રેજને પરણી, અને પોતે થોડાઘણા અતિ માનવાચક શબ્દો લૉર્ડ ડેલહાઉસી પાસેથી મૂંગે મોએ સાંભળી રહ્યો!— અલબત્ત, એણે પોતાનો કેસ રજુ કર્યો હતો અને એક પેપર પણ અંગ્રેજીમા છપાવ્યું હતું



શિવાજી મહારાજની સાથે વિજાપુરના શાહને સંધિ કરવાની જરૂર પડી હતી તે વખતે વિજાપુર તરફથી શાહજીને સંધિદૂત તરીકે નક્કી કરવામાં આવ્યા, પિતાને આવતા

સાભળીને શિવાજી તેમને મળવા ગયો સાથે માતા જીજાબાઈ તથા રાણી સાઈબાઈ અને સોયરાબાઈ પણ હતા શાહજી નજીક આવ્યા ત્યારે શિવાજીએ દડવત્ પ્રણામ કર્યા ઘણા દિવસે આખુ કુટુબ મળ્યુ પછી શાહજી પાલખીમા બેઠા ને આખો રસાલો આગળ ચાલ્યો પણ શિવાજી તો પિતાની પાલખી સાથે પગે પાળો જ ચાલ્યો આવતો હતો શાહજી માટે ખડા કરેલા મડપમા જ્યાર તેઓ પહોચ્યા ત્યારે શિવાજીનુ હૃદય તો ક્યારનુ પિતાની પાસે બેચાર વાતો કરવા ઉત્સુક બની રહ્યુ હતુ પોતે જુવાનીમા શાહજીની આજ્ઞાનુ ઉલ્લંઘન કરી વિજાપુર સાથે લડાઈ કરી, શાહજી કેદ થયા ને તેને દુ ખ પડ્યુ એ પ્રસગની તેણે માફી માગી લીધી ઉગ્રમા ઉગ્ર સયમ ને વીરત્વ સાથે મળેલી આ નમ્રતા જોઈ ને શાહજી ઊભા થઈ ગયા અને શિવાજીને ભેટી પડીને બોલ્યા, ' માફી કોણ માગે ? હું કે તુ ' તે સ્વાતત્ર્યની મૂર્તિ પહેલવહેલી કલ્પી ને તેને માટે સર્વસ્વ અર્પણ કર્યુ ' પછી પુના મુકામે બાપદીકરા વચ્ચે સધિ થઈ વિજાપુર સરકાર તરફથી શાહજી ને શિવાજી તરફથી શિવાજી પોતે શાહજી જીવે ત્યા સુધી વિજાપુર સાથે સધિ રાખવાનું શિવાજીએ વચન આપ્યુ ને વિજાપુર સરકારે તેને સ્વતત્ર રાજા તરીકે કબુલ્યો બાપ સરકારી પેન્શનર, પણ દીકરો સ્વતત્ર રાજા

બાપદીકરો ત્યાથી કેટલાક કિલ્લા જોવા નીકળ્યા રાયરી પહોચ્યા ત્યારે બાપે જોયુ કે આ સ્થળ દુર્ભેદ્ય છે. તેણે શિવાજીને કહ્યુ કે ચારે તરફ ડુગરાથી વીંટાએલા આ સ્થળને કિલ્લાથી રક્ષિત કરી દે તો નમૂનેદાર કિલ્લો થાય

રાજગઢને બદલે આ જગ્યાને મુખ્ય સ્થળ બનાવવા જેવુ છે શિવાજીને બાપની અનુભવી સલાહ ગમી અને તેણે રાયરીનો ગયગઢ બનાવ્યો એ સ્થળને કિલ્લેબંધી કરી મજબૂત બનાવવા માટે તેણે આબાજી સોનદેવને નીમ્યો તળેટીથી મો ફૂટ ઊંચે માતા જીજાબાઈનો મહેલ મન્યો જ્યારે કિલ્લાનું કામ પૂરૂં થયુ ત્યારે શિવાજીએ ઢંઢેરો પીટાવ્યો કે દરવાજા સિવાયના બીજા કોઈ પણ રસ્તેથી જે કોઈ પણ ગઢમા પ્રવેશ કરે તો તેને સોનામહોરની કોથળી અને સોનાનુ કડુ ભેટ મળશે ડુંગરાની રજેરજ વાત જાણનાર એક મહારે આ બીડુ ઉપાડી લીધુ તેણે તો આ ડુંગરાના છાના રસ્તા, ભોયરા, પગદડી ને એક ડુંગરામાથી બીજામા ને બીજામાથી ત્રીજામા ચાલ્યા જતા સંતાકુકડીના અનેક માર્ગો નાનપણના તોફાની જીવનમા જોઈ કાઢયા હતા શિવાજી મહારાજ અને મંડળ ઊભુ હતુ ત્યાથી એક ઘડીમા તે અદશ્ય થઈ ગયો જોતજોતામા કોણ જાણે ક્યાથી તેણે કિલ્લામા પ્રવેશ કર્યો ને ઘડીના છઠ્ઠા ભાગમા તો સૌ જુએ તેમ કિલ્લાની ટોચ પર મહારે ચડાવેલો વાવટો દેખાયો

શિવાજી પાસે આવીને તેણે પ્રણામ કર્યાં મહારાજે તેને ઈનામ આપ્યુ ને તે રસ્તાનુ નામ ' ચોર દરવાજા ' પાડી તેને સુરક્ષિત દરવાજાથી રોકાવી લીધો



**આ** પછી એક વખત એક રબારણ રાયગઢમા આવેલી દૂધ વેચતી જાય ને ઠેકઠેકાણે ખોટી થતી જાય રાત પડી ગઈ, દરવાજા બધ થઈ ગયા ને તે કિલ્લામા રોકાઈ પડી નાનું છોકરૂં ઘેર ટળવળતું હશે સાસુ રાહ

જોતા હશે, સસરાજી ઊંચાનીચા થતા હશે એવા વિચારમા રખારણ તો મૂઝાઈ ગઈ. પણ દરવાજો કોઈ ખોલી આપે નહિ પરતુ ડુગરાના દૂધમલ બચ્ચા એમ કેદમા રહે? તો તો રખારણની જુવાની લાજે ના? એનુ નામ હીરાકણી હીરાકણીએ ખરેખર પોતાનુ તેજ બતાવ્યુ અધારૂ જામતા જિંદગીને જોખમે કિલ્લો ચડીને નીચે ઊતરી ગઈ, ઘરમા પહોચી ને રાત ઘેર ગાળી ત્યારે જ એને નિરાત થઈ

શિવાજી મહારાજને ખબર પડી હીરાકણીને બોલાવી 'રાત્રે તે કિલ્લામાથો રસ્તો કેવી રીતે કર્યો? કયાથી ઊતરી ગઈ હતી?'

'મહારાજ! અમે તો ડુગરાના બચ્ચા અમને કાઈ ડુગર રોકે કે? જુઓને, આ રસ્તેથી નીચે ઊતરી જવાય' કહેતા હીરાકણીએ કિલ્લા ઉપરથી જ્યાથી પોતે ઊતરી હતી તે રસ્તો શિવાજીને બતાવ્યો મહારાજે ત્યા બુર્જ બધાવી લીધો ને બુર્જનુ નામ પાડયુ 'હીરાકણી'



એક હજાર હાથી, ત્રીસ હજાર ઘોડા ને ચોદસો પાળેલા હરણ ઉપરાત વાઘ ભેંસ, કુકડા ને બાજ! ઇ સ ૧૫૮૫ની સાલમા મહાન અકબરના જમાનામા આવેલા ત્રણ અગ્રેજો ન્યૂબરી, લીડઝ ને ફીચ આગ્રાનો આ વૈભવ જોઈને છક્ક થઈ ગયા 'નામદાર જલાલુદ્દીન અકબર–ખભાતના રાજા' ઉપરનો રાણી એલિઝાબેથનો કાગળ લઈને નીકળ્યા હતા તો ચાર જણા–જૉન ન્યૂબરી, ફીચ, વિલિયમ

લીડ્ઝ અને જેમ્સ સ્ટોરી ઘણી મુશ્કેલીએ માંડમાંડ તેઓ હિંદુસ્તાન પહોંચ્યા હતા પણ તેમાંનો જેમ્સ તો રહ્યો ચિત્રકાર, એટલે તેણે તો ગોવામાં કોઈ સુંદરીના મોહમાં ત્યાં જ ઘર કર્યું ફત્તેપુર સિક્રીમાં બાદશાહ અકબરનો દરબાર જોઈને લીડ્ઝનું મન પણ ચળી ગયું જાતે હતો હીરા માણેકનો વેપારી અને મોગલ દરબારમાં તો હીરા–મોતી–માણેકની છોળ ઊડે ! એટલે એ પણ અકબર બાદશાહનો ઝવેરી બની ગયો રહેવા એક ઘર મળ્યું, નોકરી કરવા પાંચ ગુલામ મળ્યા, અને દરરોજનો છ શિલિંગ જેટલો મુસારો પણ મળ્યો આમ ચારમાંથી બે ડૂબ્યા હવે પોતાને વતન હિંદની બધી વાત પહોંચાડવા માટે બે જ જણા રહ્યા ન્યૂબરી અને ફીચ તેમાંથી ન્યૂબરી લાહોરને રસ્તે પાછો ફરી કૉન્સ્ટાન્ટીનોપલ પહોંચી ત્યાંથી ફરતોફરતો બંગાળાના કિનારા પર આવવાનો હતો ને ફીચ બંગાળાના કિનારે એની રાહ જોવાનો હતો પણ ન્યૂબરીનો કાંઈ પત્તો લાગ્યો નહિ

આખરે ઇ સ ૧૫૮૯માં એકલો ફીચ પોતાને દેશ જવા પાછો ફર્યો. ૧૫૮૨નો તે નીકળેલો બરાબર નવ વર્ષે પોતાના દેશ માટે ઘણીઘણી નવી વાતો લઈને ઇ સ ૧૫૯૧માં ઈંગ્લંડને કિનારે તેણે પગ મૂક્યો ચાર જણા એક જ ધ્યેય સિદ્ધ કરવા નીકળેલા તેમાંથી અંતે એક જણે દેશને જે આપવાનું હતું તે દેશને ચરણે ધર્યું એણે એકલાએ પાછી મુસાફરી શરૂ કરી હશે–પોતાના ત્રણે મિત્રો ગુમાવીને–ત્યારે એના હૃદયમાં કેટલું મથન ચાલી રહ્યું હશે !



શાહાનશાહ જહાગીરે ઇંગ્લડના રાજા જેઈમ્સ પરેના ઉપર જે કાગળ મર ટૉમસ રૌને આપ્યો તે અમદાવાદથી લખ્યો હતો અકબર બાદશાહના વખતમા જે વાત ફીચે ઇંગ્લડ પહોચાડી તે વાત ઉપરથી મર ટૉમસ રો હિંદમા આવીને અગ્રેજ વેપારીએ માટે સગવડતા મેળવી ગયો સુરત એ અગ્રેજ મત્તાનું બીજ બન્યુ એ મર ટૉમસ રોના પ્રતાપે



રામશાસ્ત્રી મરાઠી સામ્રાજ્યના મહાન પુરુષોમા ગણાય છે કૃષ્ણા નદી પર આવેલા એક નાનકડા ગામડા માહુલીમા એમનો જન્મ થયો હતો પહેલા એ પેશ્વા નાનાજી બાજીરાવ પાસે તહેનાતમા રહેતા પણ એક પ્રસગે પેશ્વાએ એને કાઈ કારણસર ઠપકો આપ્યો એટલે એણે નોકરી છોડી દીધી,-કદાચ એ ઠપકો એના અભણપણા માટે જ હશે રામશાસ્ત્રી બનારસ ગયા અને ત્યા વિદ્યાભ્યાસમા ડૂબી ગયા ત્યાથી પાછા ફર્યા ત્યારે એની વિદ્વત્તા જોઈને પેશ્વાને ઘણી નવાઈ લાગી એની વિદ્વત્તા અને ચારિત્ર્યે સઘળા પર અજબ પ્રતાપ પાડયો માધવરાવ પેશ્વા એમને પિતાતુલ્ય માનતો એક વખત એવુ બન્યુ કે પડિતોની શાસ્ત્રચર્ચા અને વેદાતવિવેચન સાભળીને માધવરાવ દ્વારશોક્ત અનુષ્ઠાનના કાર્યમા પડી ગયો પેશ્વાને આના શાસ્ત્ર પ્રમાણેના પૂજનવિધિમા પુષ્કળ સમય ગાળતો જોઈ રામશાસ્ત્રીને ખેદ થયો માધવરાવનો સ્વભાવ આગ્રહી હતો એટલે એને સીધી શિખામણ આપવા જતા વખતે ઊધુ વેતરાશે એમ શાસ્ત્રીને લાગ્યુ એક દિવસ તો રાજનીતિના મહત્ત્વના કામ માટે

રામશાસ્ત્રી માધવરાવને મળવા ગયા ત્યારે માધવરાવ જપ-જપાદિમાં એવા લીન હતા કે મળી શકાયું નહિ બીજે દિવસે રામશાસ્ત્રીએ પોતાનું રાજીનામું મોકલી આપ્યું અને પોતે પણ કાશી-વારાણસી જઈને ધ્યાનમગ્ન રહી તપસ્વી જીવન ગાળવા માગે છે એવું કારણ એમાં આપ્યું. માધવરાવને તરત પોતાની ભૂલ સમજાઈ અને શાસ્ત્રીજીને મળી ન શકાયું તે માટે માફી માગી, પણ રામશાસ્ત્રીએ તો કહ્યું કે મળી ન શક્યા એ બાબતનો મને વસવસો નથી, પણ રાજા તરીકેના કર્તવ્યો સ્વીકાર્યા પછી આવું બ્રાહ્મણજીવન શરૂ કરો છો એની જ મને તો ચિંતા થાય છે. તમને બ્રાહ્મણ-જીવન ગાળવાનું મન થયું હોય તો રાજ્યધુરા કોઈ બીજા યોગ્ય માણસના હાથમાં સોંપી દઈ મારી સાથે ચાલી નીકળો, એટલે આપણે બન્ને બ્રાહ્મણજીવન ગાળીશું બીજે જ દિવસથી માધવરાવના જપજપાદિ અદૃશ્ય થઈ ગયા અને એણે રાજકારભારમાં લક્ષ આપવા માંડયું

નારાયણરાવ પેશ્વાનું ખૂન થયા પછી રામશાસ્ત્રીના ચારિત્ર્યની ખરી ભવ્યતા ઝળકી ઊઠી જ્યારે રાઘોબાએ એમને પૂછયું કે આવી વસ્તુસ્થિતિ હોય તો પ્રાયશ્ચિત્ત શું હોઇ શકે, ત્યારે શાસ્ત્રીએ અગ્નિ જેવા તેજસ્વી શબ્દોમાં જવાબ વાળ્યો 'પ્રાયશ્ચિત્ત' અગ્નિમાં બળી મરવું એ એક જ એનું પ્રાયશ્ચિત્ત છે જેણે પોતાના ભત્રીજાને માર્યો એવા પેશ્વાની નોકરી મારાથી ન થાય.' અને આમ કહીને એમણે તરત નોકરી છોડી દીધી.

તે પછી નાનાફડનવીસે પોતાની સત્તા સ્થપાઈ ત્યારે શાસ્ત્રીજીને માનભેર બોલાવી મુખ્ય ન્યાયાધીશની જગ્યા

સંભાળવાની વિનંતિ કરી હતી, ને તે પ્રમાણે તેમણે મૃત્યુ-પર્યંત એ હોદ્દાની તટસ્થતા જાળવી હતી. કહેવાય છે કે નાનાને પણ, રામશાસ્ત્રીની નજરમાં પોતે ઊતરી ન જાય માટે ચીવટ રાખીને તટસ્થતાથી કામ કરવું પડતું.



નરકેસરી નેપોલિયન જે વખતે સેંટહેલીનામાં રાજકેદી હતો તે જ વખતે પેશ્વા બાજીરાવ બીજો પણ બિઠુરમાં રાજકેદી હતો. પણ એ બન્ને રાજકેદીના માનસ ને વતનમાં આકાશપાતાળ જેટલું અંતર હતું. પેશ્વાને પોતાની સત્તા ખોયાનો કોઈ દિવસ પશ્ચાત્તાપ પણ થતો ન હતો દિવસોના દિવસ એક પછી એક સુખી સ્વપ્નની માફક એણે કાઢી નાખ્યા. આવી વૃત્તિમાં સંન્યાસીની વિરક્તિ હતી એમ કોઈ માની ન બેસે માટે એનું થોડુંક જીવનચરિત્ર તપાસી લેવાની જરૂર છે.

બિઠુરમાં લગભગ ૭ માઈલના ઘેરાવાનો પ્રદેશ બાજીરાવના રહેઠાણ માટે નિર્માણ કર્યો હતો. નર્તકીઓ, ગવૈયા, મલ્લ, ખેલાડી, જાદુગર એક પછી એક ત્યાં આવ્યા જ કરતા. એને વિલાસ અને વૈભવના કરતાં વધારે આનંદ કોઈ ને કાંઈ આપી દેવામા આવતો. ગ્વાલિયરથી, અલાહાબાદથી, દક્ષિણમાંથી બનારસમાથી ભૂખ્યા શાસ્ત્રીઓનાં ટોળા બાજીરાવને ત્યાં આવ્યા જ કરતા પૂનામા એ પાંચ સ્ત્રી પરણ્યો હતો અને બિઠુરમાં રહ્યા પછી બીજી વધુ પાંચ પરણ્યો । એક બે નહિ પણ લગભગ વીસ વર્ષ એણે બિઠુરમાં ગાળ્યાં, પણ એ સઘળો સમય કયાં ગયો એની પણ બાજીરાવને ખબર પડી નથી!

માત્ર સુંદર રીતભાત—બીજાને પ્રસન્ન કરવાની સુંદર રીતભાત અને બીજું કાંઈ જ નહિ—નહીં એ તો, સર જેઈમ્સ મૅકિન્ટૉશે નોંધ્યુ છે કે, નેપોલિયન પહેલો, બાજીરાવ બીજો અને જ્યૉર્જ ત્રીજો એ ત્રણે એ બાબતમાં સમાન હતા, અને તેમા પણ બાજીરાવનો નંબર પહેલો હતો !

બાજીરાવ લગભગ ૮૦ વર્ષે ઇ સ ૧૮૫૧મા મરણ પામ્યો એક વખત એણે કંપની સરકારને ૭ લાખ રૂપિયા વ્યાજે પણ ધીર્યા હતા અને શીખ વિગ્રહ વખતે તો પોતાને ખર્ચે બે રેજીમેન્ટ પણ તૈયાર કરાવીને કંપની સરકારની મદદમા મોકલી હતી



નેપાળનો અર્થ 'ને' નામના મુનિથી રક્ષિત એવો છે મહાભારતના પ્રખ્યાત યુદ્ધમા નેપાળનો રાજા પાંડવોને મદદ કરવા ગયાનો ઉલ્લેખ છે અશોક નેપાળ ગયેલ ત્યારે ભગવાન બુદ્ધ તરફની ભક્તિથી પ્રેરાઈને તે ભક્તિભાવે નેપાળમાં આવેલો અશોકની પુત્રી ચારુમતી ત્યાના રાજા સાથે પરણી હતી અને અત્યારે નેપાળમા લલિતપટ્ટન છે તે તેનું વસાવેલું છે નેપાળના ગુરખા' એવી માન્યતામા થોડીક ભૂલ છે નેપાળના મૂળ રહેવાસી 'નેવાર' છે ગુરખા નામે ત્યા એક ગામ છે અને એની આસપાસના રહેનારા જ ગુરખા કહેવાય છે નેપાળની ગલીગલીમાં ઊંચા પ્રકારની આર્ય સસ્કૃતિની છાયા છે મત્સ્યેન્દ્રનાથ એક વખત નેપાળના રાજગુરુ હતા અને હજુ પણ ત્યા તેમની રથજાત્રા નીકળે છે ઇ સ ૧૪૦૮ સુધી મત્સ્યેન્દ્રનાથની ત્યાં પૂજા પણ

થતી અને તેમન મંદિર હતું આજે ધરતીપરથી એ મંદિર નાશ પામ્યુ છે



સ્વદેશી માલને વિદેશમા ખપાવવાની યોજના છેક ચન્દ્રગુપ્ત અને તે પહેલાના કાળની ચાલી આવે છે ચાણક્ય એવા કામ માટે એક ખાસ અધ્યક્ષ–પણ્યાધ્યક્ષની નિમણુક કરવાનું સૂચવે છે પણ્ય અને પ્રતિપણ્ય–પરદેશમા વેચવાનો માલ અને પરદેશમાથી લેવાનો માલ એ બન્નેના મૂલ્યની તુલના મડક–કર, ગાડીભાડુ છાવણીનો કર, નૌકાભાડુ ભયપ્રતિકાર (વીમો) એ બધાનો બરાબર મેળ કરીને શુદ્ધ લાભ મળે તો જ એનો વેપાર કરવાની ચાણક્ય સલાહ આપે છે જે દેશો સાથે એવો વેપાર કરવાથી શુદ્ધ લાભ મળે તે દેશો સાથે જ પણ્યાધ્યક્ષે એવા વ્યાપારની ગોઠવણ કરવી રાષ્ટ્રને નુકસાન કરવાવાળો માલ અથવા જેમાથી કાંઈ ફળ ન મળે એવો માલ બજારમા વેચવા દેવાની મના હતી તેમજ રાષ્ટ્રને ઉપકારક એવા માલ પર 'શુલ્ક' માફ હતું



સમ્રાટ્ અકબરનો મત્રી અબુલ ફઝલ ભારે વિદ્વાન પુરુષ હતો પદર વર્ષનો થતા સુધીમા તેણે ધર્મશાસ્ત્ર અને તર્કશાસ્ત્રના ઘણા ગ્રથો વાચી નાખ્યા હતા, અને વીસ વર્ષનો થતાં તો તેણે પોતાનુ શાન્ત સાહિત્યજીવન શરૂ કરી દીધુ હતું એક વખત એવુ બન્યુ કે ભાગ્યે જ મળી શકે તેવુ એક પુસ્તક અબુલફઝલના હાથમા આવ્યુ પણ તેના દરેક પાનાનો અરધોઅરધ ભાગ બળીને નાશ પામ્યો હતો

અણુવફઝલે પ્રથમ તો બળી ગએલા ભાગના છેડા પર નવા કોરા કાગળ ચોડી દીધા તે પછી પુસ્તક વાચવાનું શરૂ કર્યું ઘણી વખત વાચ્યા પછી, ને પુરતો વિચાર કરીકરીને અણુનફઝલે અધુરો ભાગ પુરો કરતો ગયો કેટલોક વખત ગયા પછી અચાનક આ પુસ્તકની બીજી નકલ એક જગ્યાએથી મળી આવી અણુનફઝલે પુરૂ કરેલું પુસ્તક લગભગ આ પુસ્તક જેવુ જ હતુ ને કેટલીક જગાએ તો વિચાર, શબ્દ, શૈલીને વાકય પણ બધાં જ તેના જેવા હતા! અણુનફઝલના અભ્યાસની એકાગ્રતા એના હરીફિને હરાવે તેવી હતી



જહાગીરનો સ્વભાવ અત્યત ન્યાયપ્રિય હતો એના વખતમા હૉકિન્સ નામનો એક સાહેબ આ દેશમા આવ્યો હતો સુરતમા, ત્યાંના સ્થાનિક અધિકારીઓએ એને પરદેશી જાણી ખુબ હેરાન કર્યો હૉકિન્સ આ વાતની ફરિયાદ કરવા દિલ્હી ગયો તેના મનમા એમ હતુ કે આવડી મોટી શહેનશાહતમા, જ્યા સુરત અને દિલ્હી વચ્ચે ૭૦૦–૮૦૦ માઈલનુ અંતર છે ત્યા, આવા સાધારણ જીવનના પ્રસંગો પર કોણ લક્ષ આપતું હશે? પરતુ જ્યા તે જહાંગીરને મળ્યો ત્યા તેને ખબર પડી કે જહાગીરને સુરતની વાતની તસીલવાર બાતમી મળી ગઈ હતી, ને તેણે તરતજ તે વિષે ન્યાય પણ આપેલો હતો!

હૉકિન્સે લખ્યુ છે કે કોઈ પણ અધિકારી પ્રજાને અન્યાય આપે છે એવી ખબર જહાગીરને પડતી કે તરતજ તે અધિકારી ગમે તેવડો મોટો હોયતોપણ, તેનો ઘડોલાડવો કુટાઇ જતો!



સર ટૉમસરોએ જહાગીર વિષેની રજેરજ હકીકત આપી છે જહાગીરને દ્રાક્ષ નાગ્ગી ને અંજીર પર પ્યાર હતો, ને પાછળથી ગુજરાતની મુસાફરી કર્યા પછી, તેને ગુજરાતના ખીચડી ને બાજરીનો રોટલો ભારે પસંદ પડયા હતા ટૉમસરોએ લખ્યુ છે કે જહાગીર ચિત્રકલાનો શૉખીન હતો એક વખતે જહાગીરે રો પાસે એક સુંદર ચિત્ર જોઈ તેની માગણી કરી પણ પોતાના એક મૃત્યુ પામેલા મિત્રનુ તે ચિત્ર હોનાથી રો આપવાને ખુશી ન હતો. જહાગીરે તે ચિત્રની નકલ કરાવવા માગી લીધુ નકલો થઈ રહ્યા પછી બધા ચિત્રો પાસે પાસે મૂકી જહાગીરે રોને તેનું મૂળ ચિત્ર ઓળખી કાઢવાનું કહ્યુ. રો મહા મુશ્કેલીથી પોતાનુ ચિત્ર ઓળખી કાઢી શકયો

જહાગીરના હસ્તાક્ષર સુદર હતા, અને તે હજી પણ બાકીપુરની ખુદાબક્ષ લાયબ્રેરીમા સાચવેલા છે. જહાગીરે પોતે પણ કાશ્મીરના કુદરતી દેખાવના કેટલાક સુદર ચિત્રો દોર્યા છે.



બાંકીપુરની ખુદાબક્ષ લાયબ્રેરી એ એક મનુષ્યના સ્વાર્પણનુ ફળ છે

ખાન બહાદુર ખુદાબક્ષ બિહાર પ્રાતમા ચા(છા)પરા નામે ગામમા જન્મ્યા હતા તેમના પિતા મહમ્મદબક્ષ બાકીપુરમા વકીલ હતા ખુદાબક્ષે પણ પિતાનો જ ધધો હાથ લીધો ખુદાબક્ષની યાદશક્તિ અદ્દભુત હતી મહમ્મદ બક્ષ ફારસી

અને અરબ્બી ભાષાના સારા વિદ્વાન હતા. જ્યારે તે મરણ પથારી પર પડ્યા, ત્યારે તેમણે ખુદાબક્ષ પાસેથી વચન લીધું કે તેણે બાંકીપુરમાં એક સુંદર પુસ્તકાલય બંધાવવું, ને તેમાં હસ્તલિખિત ગ્રંથો ભેગા કરવા. ખુદાબક્ષે મરતા પિતાને આ વચન આપ્યુ, ને તે આખી જીંદગીભર મહેનત કરીને પાળ્યુ.

ખુદાબક્ષને પિતા તરફથી આશરે ૧૫૦૦ હસ્તલિખિત ગ્રંથો વારસામાં મળ્યા હતા. ખુદાબક્ષે તે વધારીને ૫૦૦૦ નો સંગ્રહ કર્યો. તેમાંનાં ત્રણુ હજાર પુસ્તકોની કીમત જ અઢી લાખ રૂપીઆ અંકાઈ હતી ! ખુદાબક્ષે, પિતાને આપેલા વચન પ્રમાણે એ પુસ્તકસંગ્રહ માટે એંશી હજાર રૂપીઆની કીંમતે એક મકાન પણ બંધાવ્યુ. કુટુંબની અસંત સાધારણ સ્થિતિમાં ખુદાબક્ષે રજ પણ આનાકાની વિના પિતાની છેલ્લી ઈચ્છા પૂરવા વચન આપ્યુ અને આખી જીંદગીની કમાણી તેની પાછળ હોમીને અંતે તે પાળ્યુ પણ ખરૂં.



પિતૃભક્ત ખુદાબક્ષના આ સંગ્રહ તરફ એક વખત અકસ્માત ઈશ્વરે પણ મદદનો હાથ લગાવ્યો હતો. તેના પિતા મહમદ બક્ષ પાસેથી પટણાના જજ મિ. જે. બી. ઈલીઅટે એક દુર્લભ પુસ્તક વાંચવા લીધેલું પાછળથી મિ ઈલીઅટે તે પુસ્તક માટે જે માગે તે કીંમત આપવાનું કહી, પુસ્તક પાછુ આપવાની ના પાડી. મહમ્મદ બક્ષને આથી બહુ ખોટું લાગ્યું, પણ તે કાંઈ બોલ્યા નહિ. મિ ઈલીઅટ જ્યારે નોકરી પરથી ફારક થયા, ત્યારે તેમણે પોતાના

અઘણા ઉપયોગી હસ્તલિખિત ગ્રંથો કેટલીક પેટીઓમા ભરીને ઈંગ્લંડ રવાના કર્યા અને નકામા પુસ્તકોની એક પેટી ભરીને તે પટણામા જ લીલામથી વેચવા મુકી દીધી દૈવયોગે તેણે મહમ્મદ બક્ષ પાસેથી વાંચવા લીધેલું પેલુ દુર્લભ પુસ્તક પણ તેમા જ રહી ગયુ! એટલુ જ નહિ પણ બાદશાહ શાહજહાના હસ્તાક્ષરવાળુ 'મજલીસે ખામસા' નામનું એક બીજુ હસ્તલિખિત પુસ્તક પણ આ નકામા લીલામથી વેચવાના પુસ્તકો ભેગુ પડી રહ્યુ! લીલામમા એ સગ્રહ મહમ્મદ બક્ષના હાથમા આવ્યો! તેને પોતાનું મૂળ પુસ્તક તો મળ્યુ જ, પણ સાથે વ્યાજમા 'મજલીસે ખામસા' પણ આવ્યુ!

મિ ઇલીઅટને ઠેઠ ઈંગ્લંડ પહોચ્યા પછી આ વાતની ખબર પડી પણ પછી તો ધુવાફુવા થાય એટલુ જ



રાજકુમાર ખુશરૂના બળવા વખતે જહાગીરે કેટલીક અવટિત વર્તણુક ચલાવી હતી પોતે જુવાનીમા બળવો કર્યો ત્યારે અકબરે કેટલી માયાથી તેને વશ કર્યો હતો એ જહાગીરે સભાર્યું હોત તો એના ચારિત્ર પર આ કલક ન આવત ખુશરૂના મિત્રો તથા સૈનિકોમાના ઘણાને શૂળી પર ચઢાવવામા આવ્યા અને ત્યા આગળથી ખુશરૂને હાથી પર બેસારી પસાર કરવામા આવ્યો કે જેથી તે પોતાના મિત્રોની અનદશા જોઈ શકે ખુશરૂના કોમળ અત કરણ પર આ ક્રૂર દશ્યની એવી છાપ પડી ગઈ કે તે ત્યારપછી ઘણા દિવસો સુધી હમેશા રોયા જ કરતો!

તેના સુંદર ચહેરા પર શોકની એવી તો ઘાડી રેખાઓ આવી ગઈ કે તે મરણ સુધી ભુંસાઈ નહિ.



આ જ અરસામાં જહાંગીરે શીખોના ગુરુ અર્જુન સીંગને પણ કેદની શિક્ષા કરી હતી.

શીખ ગુરુ રામદાસનો સૌથી નાનો પુત્ર તે ગુરુ અર્જુનસીંગ, તેની યોગ્યતા જોઈ પિતાએ તેને ગુરુની ગાદી આપી હતી. અર્જુનના મોટા ભાઈ પૃથુચંદથી આ વાત સહન થઈ શકી નહિ તેથી તેણે અર્જુનનો દ્વેષ કરવા માંડ્યો. પૃથુની સ્ત્રી પણ અદેખા સ્વભાવની હતી, એટલે આ દ્વેષ વધી ગયો. ચંદના એક અમલદારે પોતાની પુત્રી સાથે ગુરુ અર્જુનના પુત્રના લગ્નની માગણી કરેલી તેની અર્જુને ના પાડેલી, તેથી તે અમલદાર પણ ગુરુનો શત્રુ બન્યો. ગુરુ અર્જુનસીંગ તો પોતાના સ્વભાવ પ્રમાણે પરોપકારનાં કાર્યોમાં નિમગ્ન રહેતા. એટલામાં ખુશરૂનો બળવો થયો તે વખતે ગુરુએ દયાથી, ખુશરૂને અત્યંત મુશ્કેલીમાં જોઈ, મુસાફરી કરવા માટે થોડી પૈસાની મદદ કરી. જહાંગીરે તે પરથી ગુરુને પોતાની પાસે બોલાવીને કહ્યું કે તમે મારા દુશ્મનને મદદ કરી તે ઠીક કર્યું નથી. ગુરુએ કહ્યું કે હું ધર્મગુરુ છું. ને હિન્દુ મુસ્લીમ, મિત્ર કે દુશ્મન સૌને સમાન ગણવા એ મારો ધર્મ છે. ખુશરૂએ તમારી સામે બળવો કરેલો માટે મેં મદદ આપી નથી, પણ તેની દયા આવવાથી મેં મદદ આપી છે.

જહાંગીરે ગુરુનો બે લાખ રૂપીઆ દંડ કર્યો. પણ ગુરુએ કહ્યું, 'મારી પાસે જે પૈસા છે. તે તો નિરાશ્રિતો

ચનાથી ને મુસાફરો માટે છે તમને પૈસાની જરૂર હોય તો તમે લઈ શકો છો, પણ એ દંડ તરીકે પૈસા માગતા હો તો એમાંથી એક કોડી પણ નહિ મળે હું સત્ય અને ધર્મની શોધ કરનાર મુસાફર છે, અને તે શોધમા આ દેહ પડી જાય તો તે મારૂ અહોભાગ્ય માનીશ!"

બાદશાહ કાંઈ પણ બોલ્યા વિના ચાલ્યો ગયો પછી એક અધિકારીએ ગુરુને જણાવ્યુ કે દંડ ભરો, નહિ તો કેદમા જાઓ તેના શિષ્યોએ દડના પૈસા ભરવા તૈયારી કરી, પણ ગુરુએ સત્ય માટે સકટ સહન કરવાનો પોતાનો ધર્મ ચુકવાની ના પાડી

જહાગીર પાસે આ વાતને ગભીર રૂપ આપનારા અધિકારીઓએ ગુરુનો પ્રાણ લીધો ત્યારે જ જપ્યા

તેમણે ગુરુને કેદમા અત્યત દુખ આપ્યુ પણ ગુરુએ તે સધુ સુખે મોએ સહન કર્યુ, ને એક દિવસે નદીએ ન્હાના ગયા ત્યા પોતાનુ શરીર નદીને સમર્પણ કર્યુ!



૧૮૫૭ના બળવાનો મુખ્ય સચાલક એક મુસલમાન મૌલવી હતો તેનુ પુરૂ નામ અહમદલ્લા ઔધમા આવેલા ફૈઝાબાદનો એ રહેવાશી હતો તે ઉચો કદાવર ને પાતળો મજબુત માણસ હતો તેણે એક નવી રીત શોધી તે દ્વારા બધા બળવાખોરોને નિયમિત ખબર પહોચાડવાની હિમ્મત કરી હતી બળવો થયા પહેલા ને આગ્રા, દિલ્હી, મીરત ને કલકત્તા સુધી ફરી સૌને ગુપ્ત રીતે મળી સમાચાર આપી આવ્યો હતો પોતાની મુસાફરી દરમીઆન તેણે

ચપાટી (રોટલી) મારફત ખબર ફેલાવવાની પ્રથા શોધી કાઢી. ચપાટી એક માણસ બીજા માણસને મહેલાઈથી આપી શકે, અને તેમાં શકા હોવાનું કોઈને પણ કારણ મળે નહિ આ ચપાટી દ્વારા દરેક માણસને તૈયાર રહેવાની સુચના મૌલવીએ પહોંચાડી હતી નાના સાહેબ, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ અને આ મૌલવી સાહેબ, એ ત્રિપુટીએ લખનૌમા મળી બધી વ્યવસ્થા પ્રથમથી કરી રાખી સમાચાર ફેલાવ્યા હતા, ને સમય આવ્યે તરત જ બળવો થયો



આરંગઝેબનો એક સરદાર અમીરખાન બાવીસ વર્ષ સુધી અફઘાનિસ્તાન જાળવી રહ્યો હતો એના મૃત્યુના સમાચાર દિલ્હીમા આવ્યા ત્યારે બાદશાહ મુઝાયો આર્શદખાન નામે તે પ્રદેશનો એક વખતનો અનુભવી વઝીર એ વેળા દિલ્હીમા હતો બાદશાહે તેને બોલાવી કહ્યું, 'અમીરખાન મરણ પામ્યો છે હવ અફઘાનિસ્તાનમા હજાર મુશ્કેલીઓ જાગશે માટે કંઈ રસ્તો કાઢવો જોઈએ' આર્શદખાને કહ્યુ કે 'અમીરખાન તો જીવે છે કોણ કહે છે અમીરખાન મરણ પામ્યો છે?'

ઔરંગઝેબે અફઘાનિસ્તાનથી આવેલો કાગળ બતાવ્યો. આર્શદખાને કહ્યુ વાત તો સાચી લાગે છે, પણ અમીરખાનની સ્ત્રી સાહીબજી જ ખરી રીતે અફઘાનિસ્તાન સાચવી રહી છે માટે તે જીવે છે ત્યા સુધી વાંધો નહિ આવે!'

અમીરખાનનું મૃત્યુ પહાડો અને ખીણોમા થયુ હતુ તે વેળા સાહીબજી તેની સાથે હતી તેણે અમીરખાન

જેવા દેખાતા એક માણસને તેનો વેશ પહેરાવીને પાલખીમાં હાથના બારણાની પાછળ બેસાડી રાખ્યો અને ઝપાટાબંધ રાજધાની તરફ પાછા ફરવાનો હુકમ કાઢ્યો. રસ્તામાં પોતે હમેશાં લશ્કર તપાસતી જ્યારે એ રાજધાનીમાં પહોંચ્યાં ત્યારે જ ખબર પડી કે અમીરખાન તો મૃત્યુ પામ્યો છે!

અફઘાન લોકો તેને દીલાસો દેવા આવવા લાગ્યા, ત્યારે સાહીબજીએ તેમને કહ્યું કે બાદશાહી સૂબાને મરેલો સમજી તમે હવે તોફાન મચાવના નહિ નહિતર તમને લડાઈનું આમંત્રણ આપું છું પણ સ્ત્રીના હાથથી માર ખાવામાં તમારી શોભા નથી!'

અને ઔરંગઝેબે મોકલેલો નવો સૂબો બે વર્ષે આવ્યો ત્યાં સુધી સાહિબજીએ ખરે જ, કુશળતાથી અફઘાનિસ્તાનનું રાજતંત્ર ચલાવ્યું



સમરકંદ ને બલ્ખના મુલ્કમશહૂર મેદાનોમાં, સાહસ અને શૌર્ય માના દૂધની સાથે જ બાળની રગેરગમાં જાય છે એક વખત ઔરંગઝેબ ત્યાંના લોકો સામે યુદ્ધમાં ઘુમતો હતો તેના કેટલાક ઘોડેસવારો એક નાના ગામડામાં લૂંટફાટ કરતા હતા. એટલામાં એક ડોશીએ કહ્યું 'બેટા! જો જીવવાની આશા હોય તો ચાલ્યા જાઓ મારી દીકરીઓ બહાર ગઈ છે તે જો આવી પહોંચશે તો તમારા બાર વાગી જશે!' પણ સાંભળે કોણ? તેમણે તો ડોશીને સાથે ઉપાડી ને લુંટનો સામાન લઈ આગળ ચાલ્યા થોડે

દૂર ગયા ત્યા ડોશીએ ફરી કહ્યુ 'હજી પણ કહું છુ કે તમારા જાન બચાવો, મારી દીકરીઓ આવે છે '

થોડીવારમા તો હાથમા કામઠા ને ખભે તીરના ભાથાવાળી તાર્તાર કુમારિકાઓ ઘોડા પર આવી પહોંચી ત્યારે તીરોના સપાટાથી સૈનિકો વીંધાઈને પડવા લાગ્યા, ને મોગલોના તીર તો કામઠે પણ પરોવે નહિ એવી સ્થિતિ થઈ ત્યારે મોગલો બધી લૂંટ એમ ને એમ પડતી મૂકી રવાના થઈ ગયા



શાહજહાનનો વડો શાહજાદો દારા, ઔરંગઝેબના હાથથી હારીને ઈરાન તરફ નાસી જવા તૈયાર થઈ રહ્યો હતો સિંધુ નદી ઉતરીને બલુચિસ્તાન તરફથી ઈરાનમા જવા માટે હવે તો તેની સાથે ફક્ત ગણ્યાગાંઠ્યા બસો ત્રણસો વિશ્વાસપાત્ર નોકરો જ હતા એટલામા અચાનક દારાના મનમા એક વિચાર સ્ફુર્યો બોલનઘાટથી માત્ર પાંચ માઈલ દૂર દાદરમાં જીવણખાન પઠાણની રાજધાની હતી બાદશાહ શાહજહાને એક વખત જીવણખાનને કોઈ ભયંકર અપરાધ માટે દેહાંત દંડની સજા કરેલી તે વેળા દારાએ વચ્ચે પડી તે માફ કરાવી હતી આ પ્રસંગ સંભારી દારા, પોતાની સ્ત્રી નાદીરાબેગમ તથા બે શાહજાદીઓ અને સૌથી નાના પુત્ર સિપેહશિકોહ સાથે ત્યા જવા તૈયાર થયો બેગમ અને ત્રણ છોકરા આ નિશ્ચય સાભળી બોરે પાણીએ રોયાં ને ત્યા ન જવા દારાને વારવાર વીનવ્યો પરંતુ દર ક્ષણે પાછળ લશ્કરના ભણકારા વાગતા હતા ને

દરેક પળ જીવનની છેલ્લી પળ જેવી અમૂલ્ય હતી. સૌનાં આંસુ વ્યર્થ ગયાં, ને દારાને પણ આ ઘડીએ, કોણ જાણે કેમ, ઇરાન જવા કરતાં આ પઠાણને આશ્રયે જવું વધારે સહીસલામતી ભરેલું લાગ્યું.

જીવણખાન પઠાણે પ્રથમ તો દારાને બહુ મારો આવકાર આપ્યો પણ સોનૈયાથી લાદેલાં ખચ્ચરો દારા સાથે છે, ને તેના રક્ષણ માટે માત્ર ત્રણસો માણસો છે એ જોઈ, પઠાણને પાછળથી દુર્બુદ્ધિ સુઝી. થાક, ભુખ ને ને ઉજાગરાથી સૌ ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યાં હતાં, એટલે જેવાં પથારીમા પડયા કે તરત ઘસઘસાટ ઉંઘી ગયાં. રાત્રે જીવણખાન પઠાણ દારાના તંબુમાં પેઠો. પ્રથમ તો અંગરક્ષકોને ઠાર કર્યા, બાળક છતાં બાદશાહી લોહીનો નાનો શાહજાદો સિપેહશિકોર ગરબડાટથી જાગી ઉઠયો, ને જાગતાં જ તીરકામઠાથી ત્રણ ચાર જણને ઠાર કર્યા શાહજાદાની કારમી ચીસથી દારા જાગી ઉઠયો તે વખતે સિપેહશિકોરને બાંધી લેવામા આવ્યો હતો. આખી મોગલ શાહેનશાહતને પોતાના બુદ્ધિબળથી ચકિત કરનાર સમ્રાટ્ અકબરનો વંશજ એક તુચ્છ જાગીરદાર પાસે, નિઃશ્વાસ નાખતો ઉભો હતો. તેનામા અત્યારે પોતાના વ્હાલા પુત્રને પણ છોડાવવા જેટલુ બળ ન હતુ. સમય કેવો દગાખોર છે!

જીવણખાન તેમને કેદ કરી દિલ્હીમા. ઔરંગઝેબ પાસે પહોંચાડી આવ્યો. દારાને અને તેના શાહજાદાને એક ઘરડા દુબળા હાથી પર બેસાડી, માત્ર એક હલકી શાલ

ઓઢાડી આખા દિલ્હીમા ફેરવવામા આવ્યા । દિલ્હીના મહોલ્લે મહોલ્લામાથી સ્ત્રીઓ અને બાળકોના રૂદનના સ્વર સભળાતા હતા ફકીરો અને ગરીબો પોતાના પરમ પ્રિય શાહજાદાને આ અવસ્થામા જોઈ હૈયાફાટ રોતા હતા, અને આખા શહેરમા સર્વત્ર ભારે ગમગીની ફેલાઈ ગઈ હતી

હયદરાબાદ નામે દારાની પ્રિય વાડી તરફ આ સરઘસ ફર્યું ત્યારે એક ગરીબ ભીખારીએ પોતાની વૃદ્ધાવસ્થાથી નબળી પડેલી આખે હાથ ધરીને ઉચુ જોયુ પોતાના હમેશના દાતા સખીદિલ શાહજાદા દારાને તેણે નીચે મોએ એક ગદા હાથી પર બેઠેલો જોયો દુખની એક ભારે હાય મારી તે બોલ્યો, 'ઓ શાહાનશાહના શાહનશાહ ! આજે તારી આ અવસ્થા જોઈને હૈયુ ફાટી જાય છે, તે આ રસ્તે હમેશા ગરીબોને નવાજ્યા છે કાળ કેવો ક્રૂર છે કે આજે એ ગરીબનવાજને જોઈને મારા મોમાથી ધન્યવાદ સરવાને બદલે આખમાથી આસુ વહે છે !'

આ શબ્દો દારાના કાનપર સ્પષ્ટ રીતે અથડાયા તેનુ નીચે નમેલુ મો જરાક ઉચુ થયુ ફકીરને જોઈ રહ્યું ને જુની પિછાન તથા કરેલા ઉપકારોની સુખદ યાદથી આટલા સકટમા પણ તેના મો પર સ્વર્ગીય સ્મિત ઝળક્યુ તેનો હાથ જરા ઉચો થયો ને ખભાપર પાછો પડયો

બીજી જ ક્ષણે શાહજાદા દારાનું ખુલ્લુ શરીર દિલ્હીના આકરા તાપમા તપતું દેખાયુ તેના શરીર પરની પેલી શાલ ગરીબ ફકીરના મોને ઢાકી રહી હતી । ફકીરે શાલ

ખસેડી દૂર ચાલ્યા જતા હાથી તરફ જોયુ તો શાહજાદાનું માથુ પાછુ છાતી પર ઝૂકી ગયુ હતુ



મોગલ શહેનશાહ મહમ્મદશાહ જ્યારે દિલ્હીની ગાદી પર હતો ત્યારે મેવાડની ગાદીપર રાણો સગ્રામસિંહ હતો તે રાણાએ મેવાડનું ગૌરવ ફરી પ્રાપ્ત કર્યું હતું મેવાડમા રાણાના જુદા જુદા ખાનગી ખર્ચ માટે જુદી જુદી જમીનની ઉપજ પહેલેથી જ તે ખાતે રાખવામા આવે છે. આ જમીનને 'ધુઆ' કહે છે એક વખત એવુ બન્યુ કે રાણાજીએ પોતાના ખાનગી ખર્ચમાથી એક 'ધુઓ' કમી કર્યો ત્યાર પછી થોડા દિવસે રાણો જમવા બેઠેલા, ત્યા ભાણામાં દહીં મુકવામા આવ્યુ હતુ પણ સાકર મુકેલી નહિ આ માટે રાણાજીએ પોતાના નોકરને ઠપકો આપ્યો ત્યારે નોકરે જવાબ વાળ્યો કે મહારાજ! મ હીજીએ આપની આજ્ઞાથી, સાકરને માટે જે ધુઓ' હતો તે રાજ્યમા ભેળવી દીધેલો છે!'

'ઠીક' એટલું જ બોલીને રાણાજીએ ભોજન કરી લીધુ પણ રાજ્યમા મળી ગયેલુ પોતાનુ ખાનગી ખર્ચ પાછુ મેળવવા એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ



ઈ સ ૧૭૪૦ મા દિલ્હીની ગાદીપર કમનસીબ મહમ્મદશાહ હતો તે વખતે દિલ્હીનો રાજમુગટ ડગમગુ થતો હતો દક્ષિણ હૈદરાબાદમા નિઝામ ઉલ મુલ્કે પોતાની

સ્વતંત્ર સત્તા સ્થાપી હતી, અને અયોધ્યામાં સાદતખાં નામે સરદારે સ્વતંત્ર નવાબી સ્થાપી હતી. મહમ્મદશાહ બહુ નબળો, એટલે તેની પાસેથી વજીરપદ મેળવવા માટે આ બન્ને સરદારો વચ્ચે સ્પર્ધા થઈ રહી હતી. એ વખતે ખબર મળ્યા કે નાદિરશાહ દિલ્હી પર આવે છે. લોકોમાં આ ખબર ફેલાતાં જ નાસભાગ શરૂ થઈ. સૌ સરદારો પણ નાસવા લાગ્યા. પરંતુ સાદતખાં ને નિઝામ બન્ને મહમ્મદશાહની મદદે આવ્યા. પણ એ બન્નેમાંથી સાદતખાંએ તો માત્ર દેખાવ જ કર્યો હતો. નાદિરશાહને આમંત્રણ કરનાર તે પોતે જ હતો. ઘરના કજીઆમાં આ પ્રમાણે ત્રીજાને ન્યાયાધીશ નીમવાથી જે ભારે બુરું પરિણામ આવ્યુ તે આપણે સૌ જાણીએ છીએ. કર્નાલ પાસે થએલા યુદ્ધમાં મહમ્મદશાહ હાર્યો ને નિઝામની મદદથી નાદિરશાહ સાથે સંધિના સંદેશા ચલાવ્યા; અને સંધિ પર મહી પણ થઈ ગઈ. પરંતુ નિઝામને મળેલા આ માન માટે સાદતખાંના મનમાં ખટકો રહી ગયો તેણે સમય જોઈ અતિ નિંદ્ય કામ કર્યું નાદિરશાહને તેણે છુપી રીતે મળીને કહ્યું કે 'આપને જે અઢી કરોડ રૂપીઆની રકમ આપવાની નિઝામે ઠરાવી છે, તે તો પોતે એ એકલો જ આપી શકે એટલો માલદાર છે. બાકી દિલ્હીની તીજોરીમાં તો અઢળક દોલત ભરી છે!'

થઈ રહ્યું. બીજે દિવસે નાદિરે મોગલોના ખજાનાની ચાવી માગી. મહમ્મદશાહ લાચારની જેમ બેસી રહ્યો ને છેક અકબરના વખતથી ભેગી થએલી, મોગલ શહેનશાહતની બધી સમૃદ્ધિ નાદિરના હાથમાં આવી આ રકમ ૪૦ કરોડ

જેટલી ગંજાવર હતી! અને ત્યારપછી બીજે દિવસે દિલ્હીમાં લૂંટ ચાલી. આખા દિલ્હી શહેરમાં પત્થરની માફક માણસનાં મુડદાં રખડવા લાગ્યાં અને લોહીના પ્રવાહથી શહેરના રસ્તા ભરાઈ ગયા. દિલ્હી પર આ જુલમ થતો જોઈ શહેનશાહ મહમ્મદશાહનું દિલ ચુરેચુરા થઈ ગયું. પણ તેનામાં તેજ રહ્યું ન હતું. નાદિરશાહ આ બધો સમય બડાબઝારની રકમ-ઉદ્દોલા નામની નાની મસ્જીદમાં બેસી ચુપચુપ બધું જોયા કરતો હતો. મહમ્મદશાહ ત્યાં ગયો, ને પોતાનું માથું નમાવીને છાનોમાનો ઉભો રહ્યો. એની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં, ને તે વારંવાર 'મારી રયતના જાન બચાવો' એમ પ્રાર્થના કરતો હતો. નાદિરશાહે જ્યારે એ 'કત્લે આમ' બંધ કરવાનો હુકમ કર્યો ત્યારે એક લાખ ને વીસ હજાર માણસો મરણ શરણ થઈ ચૂક્યાં હતાં!

જે માણસ આ વિનાશનું મૂળ હતો તે દેશદ્રોહી સાદતખાંને પણ નાદિરે અપમાન કરી કાઢી મૂક્યો. તે જ રાત્રે સાદતખાં ઝેરનો પ્યાલો પીને સૂતો!

પરદેશીની સોડનો આધાર લઈ, પોતાના દેશ પર જુલમ કરાવનાર દરેક મનુષ્ય આવી રીતે કમોતે મર્યાના ઘણા ઉલ્લેખ ઈતિહાસમાં છે.



**નાદિરશાહે** ઈ. સ. ૧૭૩૯ના મે માસની ૫ મીએ દિલ્હી છોડયું. દિલ્હીમાં તે સત્તાવન દિવસ રહ્યો. જ્યારે તે ગયો ત્યારે હિન્દના શહેનશાહને નીચોવી નીચોવીને નીચે પ્રમાણે જર-જવાહીર સાથે લેતો ગયોઃ

૩૦ કરોડનાં સોનારૂપાનાં સુંદર વાસણો અને રોકડ;
૨૫ કરોડનાં રત્ન, જવાહીર વગેરે;
૯ કરોડનાં મયૂરાસન અને બીજાં નવ સિંહાસનો. તથા રત્નજડિત હથિયારો ને રત્નમઢિત સુવર્ણની થાળીઓ;
૨ કરોડની ભારે કારીગીરીવાળી વસ્તુઓ;
૪ કરોડની બંદુકો તથા શાયન્નીકુ વગેરે;

આ ઉપરાંત ૩૦૦ હાથી, ૧૦,૦૦૦ ઘોડા અને ૧૦,૦૦૦ ઉંટ પણ સાથે લેતો ગયો.



ઈ. સ. ૧૭૫૭ની ૨૩મી જુનની સાંજે પાંચ વાગે પ્લાસીનું યુદ્ધ ખતમ થયું સિરાજ-ઉદ્-દૌલા નાસી ગયો અને મીરજાફર ગાદીએ બેઠો. તેણે ગાદીનશીન થતાં નીચે પ્રમાણે પૈસા વેર્યા:

૧ કરોડ રૂપિયા લડાઈના ખર્ચ પેટે આપ્યા;
૮૦ લાખ—જે કેદીઓ મરાએલા તેમના કુટુંબના ભરણપોષણ માટે;
૨૫ લાખ સરકારી લશ્કર માટે;
૨૫ લાખ સરકારના નૌકાસૈન્ય માટે;
૨ લાખ ૮૦ હજાર ક્લાઇવે પોતે કાઉન્સિલના મેમ્બર તરીકે પડાવ્યા;
૨ લાખ 'કમાન્ડરઈનચીફ' ના હોદ્દાની રૂએ, ક્લાઇવે લીધા;
૧૬ લાખ ક્લાઇવે ખાનગી રીતે લીધા.

આ પ્રમાણે અઢી કરોડ ને એંશી હજાર રૂપિય આપી મીરજાફર નવાબ થયો ! પોતાના પાણી વિન ખરીદ કરેલી આ નવાબી ત્રણ જ વર્ષ પછી પડી ભાગી ઈ. સ. ૧૭૬૦માં મીરજાફરને પદભ્રષ્ટ કર્યો ત્યારે મીરકાસમે ગાદીએ આવવા માટે પાછાં નીચે પ્રમાણે અંગ્રેજ અધિકારી ઓનાં મોં મીઠાં કરાવ્યાં:

૫૦ લાખ લડાઇના ખર્ચ પેટે આપ્યા;
૨ લાખ ૪૦ હજાર વાન્સીટાર્ટ સાહેબ માટે;
૨ લાખ ૧૬ હજાર હોલવેલ સાહેબ માટે;
૨ લાખ
૧ લાખ ૬૦ હજાર } બીજા ત્રણ અધિકારીઓ માટે.
૧ લાખ ૪ હજાર

આ પ્રમાણે ઓગણસાઠ લાખ ને વીસહજાર રૂપિ મીરકાસમે ગાદીનશીન થવા માટે આપ્યા!



જ્યારે હિન્દમાં પરદેશી વસ્તુઓ ઉભરાતી ન હતી ત્યારે તેની દોલતનો હિસાબ કરોડો ને અબજોથી થતો હતો. મ્હૈસુરનો વાઘ ટીપુ સુલતાન પડયો ત્યારે તેના ખજાનામાં અઢળક દોલત હતી. પણ તે ઉપરાંત ની પ્રમાણે તેનું પશુધન હતું:

૭૦૦૦ હાથી; ૬૦૦૦ ઉંટ; ૧૧૦૦૦ ઘોડા ૪૦૦,૦૦૦ બળદ; ૧૦૦,૦૦૦ ઘેટાં. કુલ ૧૧૨૪૦૦૦ પ

જ્યારે ઈ. સ. ૧૯૧૯માં, આખા બ્રિટિશ હિન્દ થઈને કુલ પશુધન માત્ર ૧૯ કરોડ પશુઓનું હતું.



દિલ્હીની મોગલ સલ્તનતમાં અનેક સુંદર રાજકુમારીઓ થઈ ગઈ પણ તે સૌમાં જહાનઆરાનું નામ તેની પિતૃભક્તિ માટે અત્યંત પ્રસિદ્ધ છે. ઇ. સ. ૧૬૫૮ની શાહજહાનની માંદગીની વાત સાંભળી તેના ચારે શાહજાદાઓ અન્યોન્ય લડાઈ કરવા નીકળ્યા. તેમાં મુરાદ અને ઔરંગઝેબ વિજય મેળવી આગ્રામાં આવ્યા. તે વખતે જહાનઆરાએ, મુરાદ અને ઔરંગઝેબને તંબુમાં જઈ, તેમને બળવો ન કરવા સમજાવ્યા હતા. તેમણે જ્યારે સંધિ કરવાની ચોખ્ખી ના પાડી, ત્યારે જહાનઆરાએ બન્નેને ધમકાવી કાઢ્યા, અને પોતે વૃદ્ધ પિતાની સેવામાં રહેવા નજરકેદ જેલ સ્વીકારી લીધી! જેલના તેણે કમનસીબ દારાની પુત્રીઓની સંભાળ લેતાં, અને વૃદ્ધ પિતાની તહેનાતમાં દિવસ અને રાત ગાળ્યા. જ્યારે શહેનશાહે, જહાનઆરાની જ સલાહથી, છેવટના વર્ષોમાં ઔરંગઝેબને તેના ક્રૂર કર્મોની માફી આપી હતી. બરાબર સાત વર્ષ સુધી, સુખ કે દુઃખ ગણ્યા વિના આ પવિત્ર કુમારિકાએ પુત્રીધર્મ બજાવ્યા કર્યો. શાહજહાનના મૃત્યુ પછી ઔરંગઝેબને જહાનઆરાની પવિત્ર જીંદગીની અસર લાગી ને જહાનઆરાને વારંવાર મળવા જતો અને જનાનખાનાનો તમામ કારભાર તેના હાથમાં મૂકવાની દરખાસ્ત કરતો. જહાનઆરાએ પણ છેવટે તેને ખુશી કરવા જનાનખાનાનો કારભાર હાથમાં લીધો હતો. દારાની તથા મુરાદની બાળ નગીઓ, અને બીજી પણ અનાથ રાજકુમારીઓનું સાન્ત્વન અને પોષણ એ સાધ્વી જહાનઆરાને હાથે જ થયું હતું. બેગમ સાહેબ, બાદશાહ બેગમ, અને સાહીબત-ઉઝ-ઝમાની

( Mistress of the age–સમયમૂર્તિ ) એવા એવા પ્રતિષ્ઠાભર્યા નામોથી તે ઓળખાતી ઔરંગઝેબને જે વાત કહેવાની કોઇની હિમ્મત ન ચાલે, તે જહાનઆરા તડાક ને ફડાક કહી દેતી સત્તાવીસ વર્ષ સુધી ઔરંગઝેબનો ઘરખટલો ચલાવ્યા પછી તે ઇ સ ૧૬૮૧મા મૃત્યુ પામી તેની કબર પર લખેલા નીચેના અંતિમ શબ્દો તેના કોમળ હૃદયની અને વિનયની સાક્ષી પુરે છે

'મારી કબર પર નીલા હારયાળા ઘાસ સિવાય બીજુ કાંઇ રાખતા નહિ દીન મનુષ્યને માટે એ જ યોગ્ય કફન છે મરણાધીન અને ગરીબ જહાનઆરા અહીં સુતેલી છે તેનો પિતા શાહજહાન હતા અને ગુરુ ચિસ્તી હતો''

શાહજહાનના વખતમા મુમતાજમહાલના મૃત્યુ પછી એકહથ્થુ કારભાર કરનાર અને ઔરંગઝેબ જેવા શહેનશાહના વખતમા પણ એકચક્રી સત્તા ધરાવનાર બાદશાહી બેગમની કબર પર બસ આટલી જ કોમળ પ્રાર્થના છે કેટલી મત્તા અને કેટલો વિનય!



જહાગીર પછીના બધા મોગલ શહેનશાહોના છેલ્લા દિવસો આખમાથી આસુ પડાવે તેવા છે ઇ સ ૧૬૫૮ના જુનની આઠમી તારીખે શાહજહાને પોતાની સત્તા ગુમાવી અને આગ્રાના કિલ્લામા કેદ થયો શાહજહાનને ઔરંગઝેબના આ કૃત્ય માટે અસત ગુસ્સો ચડયો હતો અને કેદમાથી પણ ઘણી વખત તે દારા અને શુજાને પ્રોત્સાહન આપવા છાના કાગળ લખી મોકલતો, છેવટે ઔરંગઝેબનો જાસ્સો

એટલો સખ્ત કર્યો કે તેની રજા વિના એક ચિઠ્ઠી પણ બહાર જઈ શકે નહિ. ઔરંગઝેબ અને શાહજહાન વચ્ચે પત્રવ્યવહારમાં તો લડાઈ ચાલુ જ હતી, અને વૃદ્ધ શહેનશાહે ઔરંગઝેબને શાપ પણ આપ્યો હતો કે તારો શાહજાદો પણ તારી સાથે એ પ્રમાણે જ વર્તશે. આ ઉપરથી ઔરંગઝેબને પોતાના શાહજાદાની એટલી બધી ધાસ્તી પેઠી કે એક વખત તો તેણે પોતાના વડા શાહજાદા શાહઆલમને શંકા ઉપરથી કેદમાં પણ પૂરેલો. તેને છૂટો કરવામાં આવ્યો ત્યારે પછીથી કદમ જનાનામાં લઈ જવાની તેને છૂટ ન હતી, અને જ્યારે જ્યારે શાહજાદો હળે ત્યારે ત્યારે ઔરંગઝેબની એક જાસૂસ સ્ત્રી હમેશાં હાજર રહેતી!



દારાએ નાસી જતી વખતે આગ્રાના કિલ્લામાં ૨૭ લાખ રૂપિયાનું જવાહિર રાખ્યું હતું. આ જવાહિરમાં ચાર લાખ રૂપિયાની કિંમતની મોતીની એક સુંદર માળા હતી. એ માળાના બધા મોતી એક જ રંગના, એક જ કદના અને સરખા વજનના હતા. એ જવાહિર માટે ઔરંગઝેબે શાહજહાન પાસે માગણી કરી. શાહજહાને જવાહિર તો બધું આપી દીધું, પણ પેલી માળા આપવાની ના પાડી. ઔરંગઝેબે માળા પડાવવા ફાંફાં તો બહુ જ માર્યાં પણ પછી છેવટે શાહજહાને દહનાથી સમજાવી દીધું કે એ માળા હું બંદગી કરવા માટે જ વાપરું છું અને ઔરંગઝેબે તેની આશા છોડી દેવી. નહિતર, એક પણ મોતી સાજું હાથમાં નહિ આવે.



**ધીમે** ધીમે પિતાપુત્ર વચ્ચેનો સંબંધ વધારે ને વધારે ઘમાતો ગયો. પણ જહાનઆરાના પ્રયત્નથી અંતે બને વચ્ચે સમાધાન થયું ને છેવટનાં વર્ષોમાં તો શાહજહાને ઔરંગઝેબને માફી પણ બક્ષી. પછી શાહજહાન પણ ઇશ્વરની ઇચ્છાને આધીન થઇ, પોતાનું જીવન ધર્મકાર્યમાં ગાળવા લાગ્યો. એક સ્વતંત્રતા સિવાય બીજી જે જોઇએ તે સગવડ શાહજહાનને મળી રહી; અને ઔરંગઝેબ પણ આજ્ઞાંકિત પુત્રની માફક તેની દરેક આજ્ઞા માનથી સાંભળતો ને સલાહ પણ લેતો.

પુત્રી કહો તો પુત્રી, અને મા કહો તો મા, એવી કર્તવ્યપરાયણ જહાનઆરાની હુંફમાં અને મુરાદ તથા દારાની નાની પુત્રીઓ સાથે, શાહજહાન પોતાનું દુઃખ ભૂલવા લાગ્યો કુરાનના વાચનમા, સૈયદ મહમ્મદના ધાર્મિક વાર્તાલાપમા અને ગરીબોને દાન દેવામાં તે ધીમે ધીમે વ્યવહારની કડવાશ ભૂલી ગયો છેવટના વર્ષે મા તો તે ફીલ્સુફી પર, અને મૃત્યુ પછી શુ છે તે વાત પર વિચાર જ કર્યા કરતો. એની પ્રિય સારંગી પણ આ એકાંતમાં એની ઓછી મદદગાર ન હતી

જે મૃત્યુની ધીમે ધીમે રાહ જોવાતી હતી તેણે ઇ સ ૧૬૬૬ના જાન્યુઆરી માસમા દેખાવ દીધો. શાહજહાનને તા. ૭મીએ પ્રથમ તાવ આવ્યો અને પેટમા સખ્ત દુઃખ થવા લાગ્યુ વૃંદાવન નામે એક પ્રવીણ વૈદે એ દુઃખ તો હટાવ્યુ, પણ પાછી નબળાઇ વધી ગઈ "

પરંતુ ચુમોતેર વર્ષના એના જર્ઇફ શરીરમાં, એક સાથે ત્યા તેર તટતા હતા. દવાની કાંઈ કારી લાગી નહિ

અને પંદર દિવસ પછી ખબર પડી કે હવે મૃત્યુ થશે જ એ ચોક્કસ છે. બાદશાહ શાહજહાન ભારે ધૈર્યથી આ મંદોગી પાર કરતો હતો તદ્દન શાંતિથી પોતાની ઉત્તરક્રિયા વિષે તેણે સૂચના આપી, અને જનાનાની સર્વ શોકગ્રસ્ત સ્ત્રીઓને હિમ્મત દીધી, જહાનઆરાને પાછળ રહેલાની સંભાળ રાખવા કહ્યું પોતાના સગા વહાલા અને નોકરોની છેલ્લી રજા લઈ લીધી, પોતાનું વસીયતનામું કરી નાખ્યું. અને પછી કુરાનેશરીફ વાચવાનો હુકમ કર્યો. ચાર તરફ ભારે દિલગીરીનું વાતાવરણ ફેલાયું હતું રાણી અને મુગલની અનાથ પુત્રીઓ, પોતાના મૃત્યુ પામતા પિતામહ તરફ આંસુ સારતી જોઈ રહી હતી ત્યારે પણ શાહજહાન સંપૂર્ણ ભાનમાં, કુરાનેશરીફ સાંભળતો સૂતો હતો. તેની નજર પોતાની અત્યંત વહાલી બેગમ મુમતાજમહાલની આરામગાહ જગપ્રસિદ્ધ તાજમહાલ પર સ્થિર થઈ હતી ધર્મ અને પ્રેમના આવા સુંદર સંયોગ માટે તેના મોંમાંથી નીચલા શબ્દો નીકળ્યા

'ઓ ખુદા! આ લોકમાં અને પરલોકમાં મને અમર બનાવ અને નર્કની જ્વાળાથી મને ઉગારી લે!'

એ છેલ્લા શબ્દોની સાથે તેનો આત્મા ચાલ્યો ગયો અને બીજે દિવસે એનું મૃત શરીર જમના નદીની પેલી મેર તાજમહાલમાં તેની પ્રિય પત્નીને પડખે અનંત કાળ માટે સૂતું



મોગલ સલ્તનતના છેલ્લા વૈભવશાળી બાદશાહની આ વાત થઈ હવે છેલ્લા નામના મોગલ શહેનશાહની કેનું

કરુણ ધ્યાન સાભળવા જેવુ છે આ પછી એકસો બાણુ વર્ષે છેલ્લો મોગલ બાદશાહ બહાદુરશાહ ૧૮૫૭ના બળવામા સામેલ હતો માટે, દીવાને ખાસમા ચાર અંગ્રેજ અધિકારીઓએ તેનો ન્યાય કર્યો, અને તેને રગુનમા જન્મકેદ ગાખવામા આવ્યો તૈમુર, બાબર, અકબર અને શાહજહાનના વશજને જ્યારે તે કેદમા હતો ત્યારે, જે અમાનુષી વર્તણુકથી રાખવામા આવ્યો છે તેનું કરુણ વર્ણન, ઇ સ ૧૮૫૮ના મે માસની અગીઆરમી તારીખે, લડનના સેટ જેમ્સ હૉલમા પાર્લમેટના એક સભાસદે નીચે પ્રમાણે કરી બતાવ્યુ હતું ‘હું તે અશક્ત અને વૃદ્ધ બાદશાહને મળ્યો છુ, પણ તેના રાજમહેલમા નહિ એક સડી ગએલી ગધાતી કોટડીમા તે બિસ્તગ પર પડયો હતો તેની પાસે ઓઢવા માટે એક જૂની પુરાણી ફાટેલી ગોદડી સિવાય બીજુ કાઈ હતું નહિ. મે તેને જોયો ત્યારે તેના ભૂતકાળના જીવનના પ્રસગો તેના મનમા ઘોળાતા હોય એમ મને લાગ્યુ બહુ મુશ્કેલીથી તે બેઠો થયો, અને તેણે પોતાનો હાથ મને બતાવ્યો એ હાથ રોગથી ખવાઈ ગએલો હતો, અને તેના પર માખીઓ બણબણતી હતી ! એમ થવાનુ એક કારણ એ હતુ કે તેને પુરતુ પાણી મળતું નહિ ! અત્યત કરુણ સ્વરથી તેણે કહ્યુ કે મને કાઈ ખાવા મળતુ નથી આપણે જે વર્તણુક તેના તરફ ચલાવીએ છીએ તે વિષે હું કાઈ મત આપતો નથી, પણ માત્ર એક સવાલ પૂછુ છુ, કે આવી રીતે એક વખતના સુખી બાદશાહ પ્રત્યે વર્તણુક ચલાવવી તે આપણને છાજે તેવુ છે ?’

ઈ સ. ૧૮૬૧ના નવેમ્બરની સાતમી તારીખે, રંગુનની જેલમા બહાદુરશાહ મરણ પામ્યો, અને એ ઠેકાણે મોગલ બાદશાહનું સ્મારક પણ કોઈ તોફાન ન કરી બેસે માટે, રાતના અંધારામા, તે મકાન પાસે જ દફનાવવામા આવ્યું! ઉર્દૂ સાહિત્યમા બહાદુરશાહનું નામ તેની સુંદર ગઝલોને કારણે હજી પણ પ્રસિદ્ધ છે



તુર્કસ્તાનના સુલતાનને હરાવીને તૈમુરે કેદ કર્યો હતો ત્યારે તેને કેદી અવસ્થામા તૈમુર પાસે રજુ કરવામા આવ્યો ત્યારે તૈમુર તેની સામે જોઈને હસ્યો. એ જોઈને સુલતાનને ક્રોધ ચઢયો તેણે તૈમુરને કહ્યું, 'વિજયના મદમા છકી જવું નકામું છે આજે તું વિજયી છે ને કાલે તારૂં શું થશે તે કોને ખબર છે?' તૈમુર વિદ્વાન માણસ હતો. તેણે જવાબ વાળ્યો, 'સુલતાન! કેદી વગુને અપમાન કરીને હસું એવો મૂર્ખ હું નથી. પણ આ લડાઈમા તમારી એક આંખ જતી અને મારે એક પગ નહિ હોવાથી આપણા બન્નેના જે બેડોળપણું આવ્યું છે, તે જોઈને મને મનના ને મનમા વિચાર આવ્યો કે રાજ્યસમૃદ્ધિના એવું તે શું છે કે જેથી રાજાઓ અભિમાની બની જાય છે? શરીરને કુરૂપ ને ખાંપણ કરનાર તો માત્ર એક ઈશ્વર છે પોતાના શરીરના ઉકરડામાંથી રાજાઓ રૂપ વધારવાનું શું અભિમાન લેતા હશે! આપણી રાજાઓની આવી કુખાઈ પર મને હસવું આવે છે!'



રાજ્યરક્ષકનું પદ ખોયું ને માધવરાવ પેશ્વાના હાથમાં સત્તા સોંપવી પડી તેથી રિસાઇને રઘુનાથરાવ પેશ્વા નિઝામઅલ્લી નિઝામને આશ્રયે ગયો. ત્યાં તેણે સંધિ કરી તે પ્રમાણે વાર્ષિક ૫૧ લાખ રૂપિયા અને ચાર કિલ્લા નિઝામને આપવા તેમ ઠર્યું. રઘુનાથરાવનું લશ્કર નિઝામની મદદ લઇને મરાઠા ઉપર આવ્યું. થઇ શકે તેટલું લશ્કર ભેગું કરી માધવરાવ પેશ્વા તેની સામે ગયો. પાંચ દિવસ લડાઇ ચાલી. બંને પક્ષમાંથી કોઈની હારજીત ન થઇ. માધવરાવે વિચાર કર્યો કે આ લડાઇમાં હારવાથી મરાઠી રાજ્યની પાયમાલી છે ને જીતવાથી પણ પાયમાલી જ છે. રઘુનાથરાવના પક્ષનું મરાઠી લશ્કર નાશ પામશે તો પણ મરાઠા તો નબળા જ પડશે. એટલે તેણે લડાઇનો અંત આણવા નવી યુક્તિ અજમાવી. તે હિંમતભેર એકલો કાકાની પાસે ગયો ને ત્યાં જઇને કહ્યું, 'કાકા ! લ્યો મને કેદ કરો; તમે સત્તાધીશ બનો, પણ આ આપણી જાતિનું જ નિકંદન કરનાર યુદ્ધ પૂરું કરો.'

રઘુનાથરાવ આ હિંમતથી અંજાઇ ગયો. તેણે રાજી થઇ સત્તાનો સ્વીકાર કર્યો ને નિઝામનો પક્ષ છોડી દીધો. માધવરાવ પ્રત્યે તેણે સંપૂર્ણ માનભરી વર્તણુક રાખી.



પરંતુ આટલું છતાં આ ભયંકર કુસંપનો અંત આવ્યો નહિ. મહારાષ્ટ્રના સાડા ત્રણ ડાહ્યા પુરુષોમાં-(સખારામ બાપુ, દિવાજી પંત, વિઠ્ઠલ સુંદર રાજે પ્રતાપવંત અને અરધો ડાહ્યો તે નાના ફડનવિસ. પરંતુ અરધો ડાહ્યો

ગણાતો નાના બધાના કરતા બુદ્ધિબળમાં ચડ્યો ) ગણાતો વિઠ્ઠલ સુંદર રાજે તે વખતે નિઝામનો દીવાન હતો. હવે તેણે, જે મરાઠા સરદારો રઘુનાથરાવ ફરી સત્તા પર આવવાથી નાખુશ થયા હતા, તેમને પોતાના પક્ષમાં આવવા આમંત્રણ કર્યું, અને હરિપંત ફડકે તથા નાના ફડનવીસ સિવાય ઘણાખરા ગયા પણ ખરા.

અંદર અંદર વધારે કુસંપ થાય માટે નિઝામે એમ પણ જાહેર કર્યું કે નાગપુરના જાનોજી ભોંસલેને ગાદી આપવી છે અને પેશ્વાઓની સત્તા નિર્મૂળ કરવી છે. રઘુનાથરાવે હૈદ્રાબાદ પર ચઢાઈ કરી અને નિઝામે પૂના ઉપર સવારી કરી. અને સખારામ બાપુની કુનેહથી જાનોજી ભોંસલેને શત્રુપક્ષમાંથી છૂટો પાડવામાં આવ્યો. નિઝામે પૂના તો લૂંટ્યું. તેણે ઔરંગાબાદમાં ચોમાસું ગાળી પછી લડાઈ ચાલુ રાખવાનો નિર્ણય કર્યો હતો. ગોદાવરીના કિનારા પર આવેલા 'રાક્ષસ ભુવને' તે પહોંચ્યો અને તેનું અરધું લશ્કર હજી ગોદાવરી ઓળંગી જાય, અરધું બાકી રહ્યું ત્યારે સખારામ બાપુએ જાનોજી સાથે ચલાવેલા મંત્રણાનું પરિણામ આવ્યું. જાનોજી ભોંસલે તે વખતે વિઠ્ઠલ સુંદરથી છૂટો પડ્યો અને આ તકનો લાભ લઈ રઘુનાથરાવ વિઠ્ઠલ સુંદરની સરદારી નીચેના અડધા લશ્કર પર તૂટી પડ્યો.



'બીજું પાણીપત થશે કે શું ?' એ ચિંતાથી માધવરાવ પેશ્વા વ્યાકુળ બની ગયો. મરાઠા લશ્કરના છેક પાછલા ભાગમાં, નામધારી સરદાર તરીકે, પરંતુ ખરી

રીતે તો રાજદ્વારી કેદી જેવી જ સ્થિતિમાં, માત્ર પંદરસો માણસો સાથે તે ઊભો છે. રઘુનાથરાવનો હાથી અફઘાન સિપાઇઓથી ઘેરાઇ ગયો છે. બીજી જ પળ મરાઠા રાજ્યનું સર્વસ્વ નાશ કરનારી નીવડશે એવી ભયંકર સ્થિતિ બની રહી છે. એ જ વખતે મલ્હારરાવ હોલ્કર માધવરાવ પાસે આવી પહોંચ્યો. હોલ્કરનું લશ્કર નાસભાગમાં પડયું હતું અને તે પણ નાસભાગમાં જ હતો. માધવરાવે તેને રોકયો ને આ ભયંકર સ્થિતિને પહોંચી વળવા, અનુભવી સરદાર તરીકે તેની સલાહ માગી. 'પૂના તરફ ચાલો, ત્યાં સિંહાસનારુઢ થઈ જાઓ પછી જોઇ લેવાશે.' મલ્હારરાવે કહ્યું.

જુવાન માધવરાવના અંતઃકરણમાં સ્વદેશ પ્રેમની જે આગ બળી રહી હતી તે ભભૂકી ઊઠીઃ 'શું ?–' તેનાથી ભયંકર બૂમ પડાઇ ગઇ: 'અત્યારે સિંહાસન પડાવવાનો વખત છે ? તારામાં નર્યો દેશદ્રોહ ભર્યો છે; પાણીપતના મેદાનમાં મરાઠી લશ્કર તેં જ સાફ કરાવ્યું એ સાચું છે કે શું ?'

અને એક પણ ક્ષણ ગુમાવ્યા વિના પોતાનાં પંદરસો માણસો સાથે માધવરાવ, વિઠ્ઠલ સુંદરના અફઘાન લશ્કર તરફ ધસ્યો. વિઠ્ઠલ સુંદર ગોળાથી વિંધાઇ ગયો અને રઘુનાથરાવ ઘેરામાંથી છૂટો થઇ ગયો.

રઘુનાથરાવે પોતાના ભત્રીજાની બહાદુરી જોઇ લીધી. અને આજન્મ સરદાર તરીકેની તેની હોશિયારીથી ખુશ ખુશ થઇ ગયો. રાજ્યકારભારની ઘણીખરી સત્તા તેણે માધવરાવના હાથમાં સોંપી અને પોતે નામનો રાજ્યરક્ષક થઈ રહ્યો.

તક્ષશિલા વિશ્વવિદ્યાલયમાં માત્ર સૂક્ષ્મ વાચ્ડાના ભાગ જેવો જ્ઞાનનો બોજો વધી ન જાય, અને વિદ્યાર્થીમાં રહેલું પ્રેરણાબળ નાશ ન પામે માટે કેટલી કાળજી લેવાતી તેનું એક ઉદાહરણ કે જીવન સુધારણા માટે જ તક્ષશિલાના આચાર્ય પ્રસિદ્ધ છે એ વાત તે વખતની સાધારણ સ્ત્રીના સમજવામાં પણ હતી.

એક વખત કાશીનો રાજકુમાર બ્રહ્મદત્ત આચાર્ય સાથે સ્નાન કરવા માટે નદી ઉપર જતો હતો. રસ્તામાં એક જગ્યાએ એક સ્ત્રી તલ સૂકવીને તે પર નજર રાખીને બેઠી હતી. આચાર્ય ત્યાંથી નીકળ્યા રાજકુમાર પણ પાછળ પાછળ દોડચો જતો હતો. તલ જોઇ એની દાઢ સળકી અને એણે એક મૂઠી તલ ઉપાડી લીધા. સ્ત્રીએ માન્યું કે હશે, છોકરું છે, વખતે ભૂખ લાગી હશે

બીજે દિવસે પણ તે જ પ્રમાણે બન્યું. ત્રીજે દિવસે પણ બ્રહ્મદત્તે તલ ઉપાડ્યા. ચોથે દિવસે પણ જ્યારે એ પ્રમાણે બન્યું ત્યારે પેલી સ્ત્રીએ બૂમ પાડીને આચાર્યને કહ્યું, 'આચાર્યદેવ! આપના શિષ્ય મારફત આમ રોજ રોજ મારા તલ લૂટાવી લો છો કે શું?'

આચાર્યે પાછા ફરીને પૂછ્યું, 'શું છે? શું બન્યું છે મા?'

સ્ત્રીએ કહ્યું 'આ તમારા શિષ્યે આજે તલ લીધા, ગઈ કાલે લીધા, પરમ દહાડે લીધેલા ને પેલે દિવસે પણ લીધા હતા.'

આચાર્યે કહ્યું, 'હું તમને એટલા પૈસા ભરી દઈશ.'

સ્ત્રીએ હસીને કહ્યુ, ' પૈસાની વાત નથી, પણ ગુરુ દેવ ! આ તમારો શિષ્ય તક્ષશિલા વિદ્યાલયનુ નામ બોળે નહિ, એટલુ જોતા રહેજો એમ કહું છુ '



**આ**જથી આશરે ઓગણીસસો વર્ષ પૂર્વે મહારાજા કનિષ્કે મગધ ઉપર સવારી કરી ત્યારે એક જુવાન માણસ તેની સાથે હતો આ જુવાનમા અદ્ભુત શક્તિ હતી તે મુડદામા પ્રાણ ફૂકી શકતો ગાધારમા જ્યારે રોગચાળો ફાટી નીકળ્યો ને કનિષ્ક ઘડી બે ઘડી જીવશે એમ લાગ્યુ ત્યારે આ જુવાને તેની જીવનદોરી બચાવી દીધી હતી

જેવી નિષ્કલક એની વિદ્યા હતી, તેવુ જ નિષ્કલક એનુ યૌવન હતું રાજાની બહેન કમલાવતીને એના પર અત્યત પ્રેમ હતો એની આખમા જીવનને સપૂર્ણ રીતે જાણવાનો નશો હતો પણ આ જુવાનનુ હૃદય રાત ને દિવસ શકાથી વિંધાઇ રહ્યુ હતું તથાગતના શબ્દો એના કાનમા આઠે પહોર અથડાયા કરતા જીવન ક્ષણિક હોય તો પછી વૈભવ-ભોગ-શક્તિ એ બધાનો ઉપયોગ શો ?— પછી તો રાત્રિદિવસ અર્હતપદ મેળવવા મથવુ એ જ સર્વ શ્રેષ્ઠ મનુષ્યધર્મ નથી ?—પછી આ વિદ્યા, જ્ઞાન, બધાનું કામ શુ ?—સતોષ પરમ ધન હોય તો પછી જીવનમા મહત્ત્વાકાક્ષા શા માટે જોઇએ !

એ જુવાનને ક્યાય ચેન પડે નહિ એનામા શક્તિ અપરિમિત, એનામા કલ્પના તેજસ્વી, એનામા ઝીણવટ વિજ્ઞાનવેત્તાને શોભે તેવી ઉપનિષદ એને મોએ. ઍરિસ્ટોટલ

ને મૅક્રેટિસના વિચારો જાણે. કનિષ્કના દરબારમા માત્ર એ એક જ જુવાન સઘળા વૈભવોથી દરકાર્યો છતા ઉદાસી ને એકલો રહેતો

મહારાજ કનિષ્કની મગધની સવારી વખતે તે સાથે ગયો એનો હેતુ હતો તે વખતના વિદ્વાન આચાર્ય અશ્વઘોષને મળવાનો પોતાની શકા તેની પાસે હાલવીને એને જીવનનો મર્મ શોધવાની-પોતાનો જીવનમાર્ગ જાણવાની ધગશ હતી.

આચાર્ય અશ્વઘોષને તે મળ્યો મગધરાજ તો હવે કનિષ્કનો ખડિયો ને મિત્ર બની ગયો હતો. એક દિવસ કનિષ્ક, મગધરાજ, અશ્વઘોષ ને આ જુવાન ચાર જણા એકાન્તમા ધર્મકથા કરતા હતા.

જુવાને પોતાની શકા રજૂ કરી 'સસાર અસાર છે એ જાણ્યા પછી સસારમા કોણ રહી શકે ? જે નિર્વાણ માટે મહાપુરુષો મથન કરે છે તે નિર્વાણ આ જીવનમા ન મળતુ હોય ને બીજા જીવન ઉપર આધાર રાખતુ હોય, તો પછી એવા નિર્વાણનો ઉપયોગ શો ? '

મહારાજ કનિષ્કે કહ્યું આચાર્યદેવ ! આ જુવાન વિહારમા વસીને અને સાધુ થઈને જ જીવનનો મર્મ શોધવા મથે છે એનામા અદ્ભુત શક્તિ છે અને એ સસારમા રહે એમા જ સમાજનુ શ્રેય છે '

આચાર્ય બોલ્યા 'તથાગતે શુ કહ્યુ છે તે તને યાદ છે જુવાન ? અનાથપિંડદને તથાગતે કહ્યુ છે કે ધન વૈભવ કે સત્તા મનુષ્યને બધન કરતા નથી. પરંતુ તૃષ્ણા ભરેલા હૃદયે એને ચોટી રહેવાની મનોવૃત્તિ એ જ બંધન કરે છે

ક્યારે જીવન સમર્પણ કરવું એમ સમ્યક્ રીતે જાણનારો માણસ જીવનમુક્ત છે અને તે આ જન્મમાં જ નિર્વાણ પામ્યો છે.'

જુવાનના હૃદયમાં અજવાળું અજવાળું થઇ ગયું હોય તેમ તે એકદમ બેઠો થઇ ગયોઃ 'આ વિચાર હું કરી રહ્યો હતો, પણ કોઇ આચાર્યે મને ટેકો આપ્યો નહિ, કોઇ શાસ્ત્રે સંમતિ આપી નહિ, એટલે મને લાગ્યું કે હું ખોટો છું, અધાર્મિક છું, નાસ્તિક છું.'

આચાર્ય બોલ્યાઃ 'મારો તને ટેકો છે, જા. ઊંચામાં ઊંચી ધાર્મિકતા પોતાના માનેલા ધર્મ માટે જીવન સમર્પણ કરવું તેમાં છે.'

કનિષ્ક બોલ્યાઃ 'એના જેવો વિદ્વાન ભિષગ્વર ભર્યા ભારતવર્ષમાં અત્યારે નથી.'

આચાર્ય બોલ્યા, 'તારૂ નામ શુ?'

જુવાન બોલ્યો, 'ચ ર ક!'

ચરક સુશ્રુત નામથી જે બે વિદ્વાન વૈદરાજ થઇ ગયા તે જ આ ચરક. અશ્વઘોષના ઉપદેશને પરિણામે તે બૌદ્ધધર્મનો સાધુ થતો મટયો અને એને હાથે ભારતવર્ષની વૈદ્યવિદ્યાની અભિવૃદ્ધિ થઇ.



રોમ પડયુ તે વખતે ત્યાં હોનોરિયસ નામે જુવાન રાજા રાજ્ય કરતો હતો તે આરસના મહેલમા રહેતો. ઠંડા પાણીના સુદર ફુવારા તેના બગીચામાં નિરંતર ઊડયા કરતા. સોનેરી માછલીઓ જોડે રમવાનો તેને ઘણો શોખ

હતો. તેનું જીવન વિનોદમાં ને વિલાસમાં જ પસાર થઈ રહ્યું હતું.

એક દિવસ સંદેશો લઈને એક દૂત આવ્યો. તેની પાસે બહુ અગત્યના સમાચાર હતા. જંગલી લોકોએ પર્વતોમાંથી રોમન લોકોને હટાવ્યા હતા ને મારમાર કરતા તે રોમ પર ધસતા હતા. હોનોરિયસના મહેલના દ્વાર પર ગુલામો ચોકી કરી રહ્યા હતા. દૂતે કહ્યું: 'મને જલ્દી અંદર જવા દો મારે મહારાજાને મળવું છે.'

જવાબ મળ્યો: 'મહારાજા સૂતા છે; અંદર નહિ જવાય.'

બીજે દિવસે દૂત આવ્યો. મહારાજા નિદ્રાધીન હતા.

ત્રીજે દિવસે સમાચાર દેવા આવ્યો, મહારાજા જાગૃત થયા હતા. ગુલામે પ્રવેશદ્વાર પરથી રેશમી પડદો ઊંચો :યોં અને કહ્યું: 'હવે જા.'

એટલામાં તો બહાર લોકોનાં ધાડેધાડાં આવવા લાગ્યાં. ાૈ આકુળવ્યાકુળ બનીને અંદરઅંદર પૂછે છે: 'મહારાજા યાં છે? આ આટલાં બધા માણસો કેમ આવે છે?–ાનો સંદેશો છે?'

અને ખબર મળ્યા કે ઉત્તર વિભાગમાંથી એલારિક જંગલી લોકોનો રાજા–ચડી આવે છે.

'ખમો, ખમો, કાંઇ ફિકર નહિ. મહારાજા યુક્તિ શોધી કાઢશે આપણા એ રક્ષક છે' થોડી વારમાં એક વખતના વિશ્વવિખ્યાત રોમનસામ્રાજ્યનો અધિષ્ઠાતા બહાર આવ્યો. સૈનિકોથી, મિત્રોથી અને નોકરોથી વીંટળાઈને

તે મ્હાર આવ્યો પાલખીમાં બેઠો, પાલખી ઊપડી ને તે તરત જ અદૃશ્ય થઈ ગઈ રોમને તજીને મહારાજા ચાલી નીકળ્યા રોમ અને રોમન-જગતભરના કીર્તિવંત એ બે ભવ્ય નામો-એકલા અને નિરાધાર ઉભા!

ત્યાંથી રોમ તરફ આવવાનો રસ્તો કેવો સુંદર હતો! પથ્થરની ફરસબંધીવાળા રસ્તા પર થઈ દુશ્મને રોમની પડોશમા પ્રવેશ કર્યો આખી રાત નિરાશ રોમનોએ ચારે તરફ દુશ્મન સૈન્યના તાપણાં જોયા કર્યા! રોમ નગર ચારે તરફથી ઘેરાયુ હતું

થોડા જ દિવસમા ખોરાકની તંગી પડવા માંડી અને રોમનો વધારે વખત કિલ્લામા ટકી શકે તેવુ રહ્યુ નહિ

રોમનોની સભા મળી જે સભામા જુલિયસ સીઝર, ઑગસ્ટસ ને સીસેરો જેવાએ દુનિયાનુ નસીબ ઘડ્યુ હતું ત્યા પોતાના નસીબની કથા કહેવા રોમનો ભેગા થયા!

'ખોરાક તો જોઈશે, પછી ગમે તે થાય'' એક સભાસદ બોલે છે

'અરે! બે દિવસ થયા હું પેટ ભરીને જમ્યો નથી' બીજો બોલે છે

'સંધિ કરો, સંધિ કરો માનભેર સલાહ કરો પૈસાબૈસા દઈને પાછો કાઢો,-એવા જંગલીને બીજુ શું જોઈએ!'' બગાસા ખાતા ખાતા ત્રીજા ભાઈ બોલે છે

બે મુખ્ય રોમન-જોહ્ન અને બાઝીલિયસ-એલારિકને મળવા નગર બહાર નીકળ્યા એલારિક પાસે પહોંચ્યા અને ઊંચા પડછંદ ગૌર વર્ણના જંગલી રાજાનું સ્નાયુબદ્ધ શરીર જોઈને દંગ થઈ ગયા

'તમે કોણ છો ?'

'અમે ?' જોહને પોતાનો બહુ મૂલ્યવાન ચીનાઇ રેશમી ઝભ્ભો જરાક ઊંચકતા કહ્યું, 'અમે ?–અમે રોમના અમીરો છીએ તમારી પાસે સંધિ કરવા આવ્યા છીએ '

'એમ ? તમારે શું કહેવું છે ?'

'શું કહેવું છે ?' ગર્વમા માથું ઊંચું કરીને જોહન બોલ્યો 'કહેવાનું શું ?–સંધિ કરો ન્યાયસરની સંધિ માગીએ છીએ અને નહિતર–' જાણે પોતે માત્ર શબ્દોથી બીવડાવી શકશે એમ ધારીને તે બોલવા માંડ્યો '–અને નહિતર, એક પણ રોમન બચ્ચો લડ્યા વિના નહિ રહે '

એલારિક બેદરકારીભરેલી રીતે ખડખડાટ હસી પડ્યો 'હા હા હા ઘાસ જેમ ઘાડું હોય તેમ કાપવાની મજા ઓર આવે '

જોહનનું જોર તો શબ્દોમા હતું એણે તો સેનેટમા જોમભરેલા ભાષણો કરેલા તેને જગલી સરદારનું આ અટ્ટહાસ્ય ધ્રૂજાવવા લાગ્યું

એક હાથ ઊંચો કરી, હવાને જાણે સ્થિર રહેવા કહેતો હોય તેમ એલારિક બોલ્યો 'સાંભળ રોમની સાથે સંધિ કરવાની મારી શરતો જાણી લે પછી તારી સભામા જઈને જેમ આપણું કરવું હોય તેમ કરી લેજે રોમન લોકો તો હવે સોનું રૂપુ ને જવાહીર સાચવી નહિ જાણે બીજા કોઈ લઈ જાય એના કરતા અમને જ એ બધું સોંપી દો. અને જે જે અમારા જાતભાઈઓ તમારે ત્યા

ગુનામ હોય તેમને છોડી દેવા એમના લોહીમાથી તમને જોઇએ તેટલો રસ મળી ચૂક્યો છે હવે એ લોહી મોઘુ પડશે '

જોહ્નને પોતાના ઝભ્ભાથી મો ઢાકી દીધુ રોમની જમીન–અને ખાલી ઘર સિવાય સઘળો વૈભવ આ શરતોને લીધે હરાઇ જતો હતો હવે પછી રોમમા ધોળા ઘોડા જોડેના રથ ને રેશમી રાશથી કાબુમા રહેતા અરબ્બી ઘોડા નજરે નહિ ચડે ! હવે પછી હિંદુસ્તાનના મોતીની લટકતી માળા પહેરેલી ઊચી કદાવર રોમન સ્ત્રીઓ શોધી નહિ જડે ! લક્ષ્મીવિહોણી રોમ નગરી ખડેરના પડછાયા જેની શૂન્ય બની જશે

જોહ્ને એક ઘૂસ્કુ મૂકયુ સ્વાતંત્ર્ય જવાથી નહિ પણ વિનાસ જવાથી તે રડતો હતો પાળેલી પોષેલી આરામપ્રિય ઇંદ્રિયો એને ગરીબાઇની ઊડી ખીણ દેખાડી રહી હતી

જોહ્ને ઊચુ જોયુ ત્યા એનો મિત્ર બાસીલિયસ ભના ચડાવીને જગની સરદારને પૂછી રહ્યો હતો પછી રોમનો પાસે શુ રહેશે ?'

એદરકાર જાાબ મળ્યો 'એમનુ જીવન !'

મો નીચુ ગપાને સધિદૂતો પાછા વળ્યા તેમના પગમા જોર ન હતુ મો ઉપર નૂર ન હતી નિરાશ બનીને તેઓ પાછા વળ્યા રોમન લોકો માડમાડ જીવન બચાવી શકે તેવુ હતુ

પછી જેરણે ધરતીને ખૂણેખૂણેથી અઢળક ધન રોમમાં

બેઠું કર્યું હતું જેમના નામમાત્રમાં એક પ્રકારની ભવ્યતા હતી જેમના એક ખાણાનો ખર્ચ લાખો રૂપિયા ગણાતો જેમના વૈભવથી દરેક દેશ આંજી જતો હતો જેમણે સૃષ્ટિ પર એક ચક્રે સત્તા ચલાવી હતી તે રોમન લોકોએ આ સમ્રાટ રાજ્યમાં સમૃદ્ધિ થંભે ત્યારે અને ધ્રુજતે હૈયે ખાસ્સા પાંચ હજાર રતલ સોનું ત્રીસ હજાર રતલ રૂપું પાંચ હજાર રેશમી જરિયાન તાકા અને ત્રણ હજાર રતલ મરી* લઇને ગુલામોની હારની હાર ચાલી માનું રૂપું જવાહીર રેશમી કાપડ લઇ લઇને ગાડામાં ખડકતાં માંડ્યાં અને નાગાના ગાડાં ધન રોમની બહાર જવા માંડ્યું !

જંગલી લોકો—ગોથ લોકો ચાલ્યા ગયા

ઠીક થયું ભાઈ! આપણે બચી તો ગયા !'

હા હા બચી ગયા !'

'માર્યું થયું રહી ગયા !'

આખા રોમમાં શેરીએ શેરીએ આ જ વાત થાય છે સૌ એક બીજાને અભિનંદન આપે છે લૂંટાયા લક્ષ્મી લૂંટી ગયા પણ જીવ તો બચી ગયો !

એ વખતે રોમમાં એક વિધવા બાઈ રહેતી તેનું નામ માર્સેના તેને ફુલ જેવી કોમળ એકની એક પુત્રી હતી તેનું નામ પ્રિન્સિપીઆ

તથાગત ગૌતમબુદ્ધના જેવો જીરમસ ક્રાઇસ્ટનો સુંદર

* મરીની કિંમત રોમન રસોડામાં અમૂલ્ય ગણાતી અને શેરના લગભગ દસ શિલિંગ પડતા હિંદુસ્તાનના મલબાર કિનારેથી તેની આયાત થતી

ઉપદેશ આ બાઈના અંતરમા ઊડેઊડે ઊતરી ગયો હતો
લક્ષ્મીવિહોણા રોમમા દરકેદરેક ઘર લક્ષ્મી ખોવા માટે શોક
કરતું હતું અને પાછુ જીવન બચી જવા માટે આનંદ કરતુ
હતું ઘડીકમા શોક ને ઘડીકમા આનંદ એવી ભગવાનની
ખરેખરી માયા વિસ્તરી હતી. શોક અને આનદથી રહિત,
ભર્યા સરોવરના પાણી જેવી સ્થિર તો મા ૧ માર્સેલા હતી

તેણે વર્ષો પહેલા સોનાના થાળી વાટકો અને ચમચો
છોડયા હતા, મોતીની માળાઓ તજી હતી રેશમીવસ્ત્રો
ત્યાગ્યા હતા. હિંદી મનમન છોડયુ હતું અતરમા અજવાળું
થવાથી તેણે સઘળું તજ્યુ હતુ પાડોશીને લાકડાના વાસણમા
જમતા જોઇને પોતે લાકડાનુ વાસણ લીધુ હતુ ગરીબોને
સાદા લૂગડા પહેરતા જોઇને પોતે સાદા લૂગડા પહેર્યા હતા,
તેણે કાઇ ખોયુ ન હતુ, તેને શોક ન હતો તેણે તો સઘળું
સ્વેચ્છાથી કયારનુ વાપર્યું હતું એના ઘર આગળે ટાણે
કટાણે પાડોશીઓ જમતા, ભૂખ્યા અન્ન પામતા એને
આપ્યાનો-વાપર્યાનો-સદુપયોગના સંતોષ હતો આટલી બધી
અશાંતિ વચ્ચે એ એકલી જ શાંત હતી

તેની નાની દીકરી પ્રિન્સિપીઆ તો કૂદવા માંડી.
જગલીઓ રોમ છોડી ગયા, હવે રોટલો ખાવા મળશે,
એટલે એ તો કૂદી રહી એનુ ચાલે તો એ પાડોશીઓને
આજે મિજમાની પણ આપે

પણ ડોશીએ ઘણી તડકીછાંડી જોઇ હતી એને
ખબર હતી કે ગોથ લોકો થોડા વખતમા પાછા આવશે!
સોનાનો રગ લગાડો ને લોઢાનુ પાણી તો ચનાવ્યુ નહિ।

હવે કાઇ ગોથ રોમના મહેમાન થયા વિના રહે ? એ તો પાછા આવવાના—વગર નોતર્યા મહેમાન

પ્રિન્સિપીઆએ કહ્યુ, 'મા, જગલી લોકો ગયા, હવે આપણે એક સરસ મિજમાની ગોઠવીએ હિંદી મોરલાની જીભ ખાવા મળે એવી !'

માએ જવાબ વાળ્યો, 'દીકરી ! રોમની ખરી વિપત્તિના દિવસો તો હવે આવવાના છે એ વિપત્તિમા રોમને છોડીને ચાલ્યા જવાનો બીરુધર્મ આપણે ન સ્વીકારીએ તો બસ ખરી મિજબાની તો તે જ આપી કહેવાશે દુઃખીને દુખમા રીબાતા મૂકી આપણે સહીસલામત થઇ જવાની હોંશમા ભાગી ન જઇએ એવો પાડોશીધર્મ જ હવે તો ખરી મિજબાની ગણાય સપત્તિમા બનાવેલા ખાણા એ તો માત્ર વિલાસની છોળ છે એમા પાડોશીધર્મનુ રહસ્ય નથી'

થોડા દિવસ પછી માર્સેલાના ઘર પાસે એનાં મિત્રો, સગાસબધીઓ, પાડોશીઓ સૌની ઠઠ જામી હતી સૌ રોમ છોડવાની તૈયારી કરી રહ્યા હતા

'માસના ! અમારી સાથે ચાલ ગોથ લોકો પાછા આવશે. બહુબહુ તો આપણું જીવન બચશે, પણ રોમને ફરીવાર લૂટયા વિના નહિ રહે આપણે જતાં રહીએ—ચાલ જ્યા ભગવાન ઇસુ ક્રાઇસ્ટનો જન્મ થયો છે, જ્યાં અખડ શાતિ વિલસી રહી છે ત્યા બેથલેહેમમાં જઇ આપણાથી જે ધર્મકાર્ય થશે તે નિરાંતે કરીશુ'

માર્સેલાએ જવાબ વાળ્યો 'તમારે જવુ હોય તો જાઓ પરંતુ જ્યાં આટલા દિવસ સુધી રહી મે સુખ ભોગવ્યું છે તે

શહેરને વિપત્તિના સમયે તજી દઈ ને હુ બેથલેહેમમા પણ કોઇ પ્રકારની શાંતિ મેળવી શકુ નહિ એવી શાતિ મને ખપે નહિ હું તો જે વખતે ભયકર વિપત્તિ આવશે તે વખતે પણ અહીં જ રહીશ મને એનાથી જ શાતિ મળશે સૌને માટે દુ ખમાથી રસ્તો કાઢવાનું આપણુ શૌર્ય ન હોય તો સૌ સાથે દુ ખ સહન કરવાની શક્તિ પણ મારા જેવા માટે ઘણી છે '

માર્સેનાને છોડીને તેના મિત્રો, સબધીઓ, સગા ચાલ્યા ગયા આખો ઉનાળો માર્સેના અને તેની પુત્રીએ આવનારી વિપત્તિના ભણકારા સાભળ્યા કર્યા, અને ફરી એક દિવસ રોમ નગરી, દુશ્મનોની ચોકીના તાપણા જોઇને પાછી ગભરાઇ ગઇ ગોથ લોકો પાછા આવ્યા હતા

પરતુ આ વખતે ઘેરો ઘાલીને લાબો વખત પડયા રહેવાની તેઓની ઇચ્છા ન હતી એલારિકે પોતાના સૈનિકોને ભેગા કર્યા ' આજે ચદ્રોદય વખતે રોમ નગરીના મુખ્ય દ્વારમાથી આપણે પ્રવેશ કરવાનો છે આ વખતે જે બહાદુરી બતાવશે તેની યશગાથા દિગત સુધી વ્યાપી રહેશે ' અજબ શાતિથી સૌ સાભળી રહ્યા

મારી બીજી આજ્ઞા એ છે કે જે કાઇ કિંમતી તમે જુઓ તે લઇ લેજો પણ મે પવિત્ર સ્થળોને હાથ અડાડવાનો નથી સૅટ પિટરનુ દેવળ અને સૅટ પૉલનુ દેવળ '

મારી ત્રીજી આજ્ઞા ત્રીજે દિવસે સધ્યા સમયે દરેકે દરેક ગોથે રોમ છોડી દેવાનુ છે '

ચદ્રોદય સમયે માર્સેનાએ પોતાની બારીમાથી ગોથના

ટોળેટોળા આવતા જોયા તેણે પોતાની દીકરીને કહ્યું ' પ્રિન્સિપીઆ ! હવે વખત આવ્યો '

રોમન લોકોથી સ્ત્રાજેના ગુનામોએ દરવાજા ખોલી નાખ્યા અને ઊંચા પડછંદ જંગલી ગોથ રોમની શેરીએ શેરીમા ભટકવા માડ્યા હાથમા કુહાડી ને તલવાર લઈ તેઓ જ્યા જ્યા ધન જુએ ત્યા ત્યા ફરી વળતા હતા તેમની ડોકમા મોતીની માળાઓ અથડાતી હતી અને રોમન સુંદરીઓએ તજેલા હીરાના હાર તેમને ગળે વળગાડયા હતા

બીજું કાંઇ ન બન્યુ તો મોની સાથે નહીં માર્સેલાએ પોતાનુ વગ-અના જેવાતેવા સાધનો માથેર્નુ-લૂટાઇ જવા દીધુ એને પણ સૈનિકોએ કબ્જ કરી પણ પુત્રી પ્રિન્સિપીઆ ઉપર જ્યારે ટોળુ તૂટી પડ્યુ ત્યારે બહાદુર વિફરેલી વાઘણની માફક તે વચ્ચે પડી દરેકેદરેક ઘા પોતાના શરીર પર તે ઝીલી રહી સૈનિકો ડોશીની બહાદુરીથી પાછા હઠ્યા અને તેમાના કેટલાકને આ બહાદુરી અસામાન્ય લાગી તેઓ માર્સેના અને પ્રિન્સિપીઆને સેંટ પૉલના દેવળમા મૂકી આવ્યા કે જેથી બીજા એમને હેરાન ન કરે

ત્રીજે દિવસે સધ્યા સમયે ગોથ લોકો રોમ છોડીને જતા હતા દરેકેદરેકના હાથમા સોનાની થાળી કે પ્યાલો રૂપેરી વાસણ કે મોતીના હાર લટકતા હતા કોઇની છાતી પર હીરાના હાર અફળાતા હતા

સધ્યાના ભૂખરા અજવાળા ઉપર રાત્રિનો પડછાયો પડ્યો ત્યારે ગોથ લોકોના ટોળેટોળા યશોગાન ગાતા ગાતા રોમથી દૂર ને દૂર જતા હતા તેમના સગીતના પડઘા

શમ્યા ત્યારે અધારી ગત્રિના ઓળા રોમ નગરી પર ઊતર્યા હતા અને ખડેરનું પણ ખડેર હોય તેવી લક્ષ્મીવિહોણી, વીરત્વવિહોણી, તેજવિહોણી, રોમ નગરી રાત્રિના અંધકારમા મો છુપાવતી હતી



મોગલ સમ્રાટ ઔરંગઝેબને હુલચાપ આપી દક્ષિણનો વાઘ શિવાજી આગ્રામાથી નાઠો માળવા અને ખાનદેશ તરફથી દક્ષિણમા ટૂકે રસ્તે થઈ ને જવાય, પણ શિવાજી મહારાજે મથુરા, અલ્હાબાદ, કાશી ને જગન્નાથપુરીને લામે રસ્તે પ્રયાણ કર્યું

એક ગામમા ત્યાના ફોજદાર અલીકુલીએ શિવાજીને શક ઉપરથી રોક્યો ને કાચી કેદમા પુર્યો મરાઠા મધરાને શિવાજી ફોજદાર પાસે પહોચી ગયો અને હિમ્મતથી કહ્યુ કે 'હું શિવાજી છુ ' ફોજદારતો આ હિમ્મતથી દગ થઈ ગયો શિવાજીએ તેના હાથમા એક લાખ રૂપિયાનો એક હીરો મૂકી દીધો ફોજદારે શિવાજીને તરત જવા દીધો



એકવાર પહો ફાટયા પહેલા શિવાજી છાને વેષે નાસતા નાસતા બનારસમા આવી પહોચ્યો ત્યા એક બ્રાહ્મણને ગગાકિનારા પર આટા મારતો જોયો શિવાજીએ ઉતાવળમા તેનો હાથ પકડયો, તેની મુઠીમા સોનામહોર ને હીરા આપ્યા ને કહ્યુ તું મુઠી ઉઘાડયા વિના મને ધાર્મિક ક્રિયા પુરી કરાવી લે.' બ્રાહ્મણે ક્રિયા કરાવવાની શરૂઆત કરી ત્યા એ દમ બૂમ પડી કે શિવાજી નાસી

ગયેલ છે તેની શોધમા કેટલાક સૈનિકો આવ્યા છે બ્રાહ્મણે આ સમાચાર સાંભળવા પાછુ ફરીને જોયુ, ને ફરી સામે જુએ છે ત્યા પોતાનો યજમાન મળે નહિ! બ્રાહ્મણને ત્યારે જ ખબર પડી કે પોતે શિવાજી સામે બેઠો હતો! મુઠી ઉઘાડીને જોયુ તો તેને નવ હીરા, નવ સોનામહોર ને નવ દામ મળ્યા હતા



ગોદાવરીના કિનારા પર એક ગામડામા કેટલાક સન્યાસીઓની સાથે શિવાજી પણ ઉતર્યો હતો જે ઘેર તેઓ ઉતર્યા હતા તે ગરીબીમાં ડૂબી ગયેલુ દેખાતું હતું ઘરના વૃદ્ધ ડોશી રાત્રે સંન્યાસીઓની પાસે આવ્યા ને આંખમા આંસુ લાવીને બોલ્યા, 'જોગીરાજ! આપ તો મહાત્મા લોક છો અમારી ચામડીના જોડા સીવડાવી પહેરાવીએ તોપણ તમારી પુરી સેવા કરી ન કહેવાય પણ શિવાજીના લુંટારા માણસોએ ગામમા હમણાં ધાડ પાડી છે એટલે તમારી કાંઈ પણ મહેમાનગીરી અમે કરી શકયા નથી!' આ ઉપરાંત વૃદ્ધ ડોશીમાએ શિવાજીના સૈનિકોને થોડાક વેણ પણ સંભળાવી દીધા! શિવાજી આ બધુ સાંભળતો હતો તેણે તે ગામનું નામ તથા ખેડુતોના નામ જાણી લીધા અને ઘેર પહોંચ્યા પછી તે ખેડુતોને પોતાને ત્યા સોનાની બધી નુકસાની ભરી આપી



જહાનાબાદથી પાંચ માઈલ દૂર હીરો નગરમા આજથી પંદરસો વર્ષ પહેલા ચીનના ત્રણ મુસાફરો આવી

પહોંચ્યા હાડ ગાળી નાખે એવો હિમાલય પર્વત પોતાના ધોળા ચકચકિત શિખરોથી આકાશ સાથે વાતો કરી રહ્યો હતો ઠંડી તો એવી હતી કે માણસ ઠરીને ઠીકરૂં થઇ જાય ત્રણે મુસાફરો આગળ વધ્યા ને હિમાલય ઓળગી હિન્દુસ્તાનમા પ્રવેશ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા

પણ થોડે ગયા પછી તેમાથી એક મુસાફરે કહ્યુ, ' ભાઇ ! તમે મને છોડીને આગળ વધો હવે હું વધારે વખત જીવી શકવાનો નથી આખા જગલની ગભીર શાતિમા આ ત્રણ મુસાફરો સિવાય બીજુ કોઈ હતુ નહિ

બુદ્ધદેવની જન્મભૂમિના દર્શન કરવાને, અને ઠેરઠેર સચવાઇ રહેલી બુદ્ધદેવની નિશાનીઓ જોવાને આ ભક્તો, ઠેઠ ચીનથી હજારો માઇલની મુસાફરી કરી આવતા હતા, અને આમ વિજયની છેક છેલ્લી ઘડીએ તેમાથી એક મિત્ર છેલ્લા શ્વાસ લેતો હતો !

ભાઇ ! આ ઠડી ભારે છે તમે મારી ચિંતા કર્યા વગર આગળ ને આગળ વધો તમે રહેશો તો કોઈક દિવસ આપણી જન્મભૂમિ ચીન આપણા ધર્મપિતા બુદ્ધદેવના સાચા શબ્દો પામશે ' આટલુ બોલતાની સાથે તેના પ્રાણ ચાલ્યા ગયા

એકાન્ત જગનમા માત્ર બે પરદેશીઓ રહ્યા તેઓ એકબીજાના મો સામુ ટગરટગર જુએ છે ને પાસે જ તેમના મિત્રનું અચેતન શરીર ઠડીમા વધારે ઠંડુ લાગતુ પડયુ છે

જ્યા કોઈ રૂદન કરે તેમ ન હતુ તેવા પહાડી

સ્થાનમા તે મૃત શરીરના હૃદયના ગામે હૃદય નગારીને, એક માણસ ઝાની઼ફાટ રોઇ રહ્યો છે! આખા જગતમા તેના રુદન સિવાય બીજો સ્વર નથી, તેના ડુસકા સિવાય બીજી અશાંતિ નથી, તેના મિત્ર સિવાય કોઇ જીવનું પાણી નથી!

હૃદય ફાટે તેવો વિલાપ કર્યા પછી તે શાંત થયો પોતાના જુના વસ્ત્રો ને અથોની બે ચાર પોટલી બાજે નાખી, ઉચે આકાશ સામે એક શ્રદ્ધાભરી દૃષ્ટિ ફેકી, વારવાર મૃત શરીરને જોતો રોતો ને મનથી પાછો વળતો પોતાના મિત્રની સાથે તે ચાલતો થયો. પર્વતોમા પહેલાના જેવી જ શાન્તિ પથરાઈ ગઈ

તે પ્રખ્યાત ચીનાઇ મુસાફર ફાહિયાન હતો



શ્રાવસ્તી નગરીથી બરાબર બારમો કદમ દૂર જીતવન વિહારના સુદર વૃક્ષો ને સુગધી પુષ્પક્યારાઓ આવી રહ્યા છે ત્યા બુદ્ધદેવની શુદ્ધ ચદનની મૂર્તિ અત્યત સૌમ્ય વાતાવરણ ફેલાવતી આરૂઢ થયેલી છે એ મૂર્તિની સામે બે પરદેશી મુસાફરો ભીની આખે ઉભા છે

વિહારમાથી સાધુ લોકો આવીને કઇ પૂછે તે પહેલા તેમની આખોમાથી આસુનો પ્રવાહ ચાલી રહ્યો બન્નેજણા વારવાર બુદ્ધદેવની મૂર્તિ જુએ છે ને દરેક વખતે નવા નવા આસુથી તેમના ગાલ ભીંજાય છે સાધુ લોકોને અત્યત આશ્ચર્ય થયુ ને તેમણે પૂછ્યુ, 'આપ કયાથી આવો છો?'

'અમે બન્ને ચીનથી આવીએ છીએ અમારી સાથે

ચોરથી ઘણા આદમી નીકળ્યા હતા. રસ્તાથી કંટાળી કેટલાક પાછા વળ્યા; કેટલાક પર્વતોમાં નામનિશાન ન મળે તેમ મરી ગયા. આજે એ અસંખ્ય મિત્રોમાંથી માત્ર અમે બે બુદ્ધદેવનાં દર્શન પામ્યા !'

વિહારના અનેક સાધુઓ શ્રદ્ધાની જીવન્ત મૂર્તિઓ જેવા આ બે ચીનાઈ મુસાફરો તરફ અત્યંત માન ને ભક્તિભાવે જોઈ રહ્યા.

આ બે મુસાફરો તે ફાહિયાન ને તેનો મિત્ર ટાઉચીંગ.



**ચીન**થી હજારો કોસ દૂર હિન્દુસ્તાનની દક્ષિણમાં સિંહલદ્વીપ અથવા લંકાનો બેટ છે. જે વૃક્ષ નીચે બુદ્ધદેવને જ્ઞાન થયું તે બોધિવૃક્ષની એક ડાળ અહીં લાવીને વાવવામાં આવી છે. ફાહિયાન બુદ્ધદેવનાં બધાં પવિત્ર સ્થળોની યાત્રા કરવાની ઇચ્છાથી મુસાફરી કરતો હતો. ફરતો ફરતો તે અહીં પણ આવી પહોંચ્યો. ત્યાં એક કરુણ બનાવ બન્યો.

એક દિવસ ફાહિયાન બુદ્ધદેવની મુર્તિ પાસે બેઠો હતો. દિવસો થયાં તે મૂર્તિના જેવું જ તેનું હૃદય કોમળ બન્યું હતું. ચીનથી નીકળ્યાને આજ બાર ચૌદ વર્ષ થવા આવ્યાં હતાં. તે દરમ્યાન એની જન્મભૂમિ વિષે એણે કાંઇ પણ સાંભળ્યું ન હતું. ફાહિયાનના મનમાં ચીનની જમીન, ચીનના પત્થર, ચીનના લોકો અને પ્યારા ચીનદેશની વાતો ઘૂમી રહી હતી.

એક વખત ફરીને માતૃભૂમિનાં દર્શન કરવા માટે તે તલસી રહ્યો હતો. એટલામાં ત્યાં કોઈ એકલદોકલ

યાત્રાળુએ આરી ચીનમા બનેલા પખાની ભેટ બુદ્ધદેવની મૂર્તિ પાસે ધરી પોતાના પ્યારા દેશની આટલી પણ નિશાની આટલા વર્ષે અને આટલે દૂર જોવા મળી એ વિચારથી ફાહિયાનનું હૃદય પાણીપાણી થઈ ગયુ તે પખાને જોઈને, નાનુ બાળક અનેક વર્ષોથી વિખૂટી પડેલી માતાને જોઈને જેમ રડી ઉઠે તેમ ફાહિયાન રડી ઉઠ્યો



રાજગૃહી નગરીમા બિમ્બિસાર રાજ્ય કરતો હતો એકવાર એવુ બન્યુ કે નગરીમા આગ લાગી

રાજાને લાગ્યુ કે એક માણસ બેદરકાર રહે તેને લીધે આખી નગરીને સોસવુ પડે તે ઠીક નહિ આગ બુઝાયા પછી તેણે આજ્ઞા કરી કે હવેથી જેના ઘરમા આગ લાગે તેણે જગલમા રહેવા જવુ

આ આજ્ઞા પ્રસિદ્ધ કર્યા બાદ થોડા દિવસે તેના પોતાના જ મહેલમા આગ શરૂ થઈ

અમલદારોએ કહ્યુ કે, 'રાજાનુ કામ કાયદા બાધવાનુ છે પણ કાયદા બાધનારથી કાયદો વધારે મોટો હોઇ શકે નહિ '

લોકોએ કહ્યુ કે, 'આપે આજ્ઞા પ્રસિદ્ધ કરી છે ખરી, પણ આપ તો રાજા છો, માટે ઇચ્છામા આવે તેમ આજ્ઞા ફેરવી શકો છો '

પણ રાજા બિમ્બિસાર પોતાનો મહેલ છોડીને જગલમા રહેવા જવા ચાલી નીકળ્યો અને સૌને કહ્યુ 'હવે પછી આવુ નબળુ મન રાખશો નહિ કાયદા બાધનાર માટે તો કાયદો સૌથી વધારે બધનકર્તા છે '



અલાઉદ્દીન ખિલજી અને તે પહેલાંના તઘલખ બાદશાહોના જમાનાના એક મહાન પુરુષ યાદ રાખવા જેવા છે તે શેખ નિઝામુદ્દીન ઓલીઆ એમ કહેવાય છે કે શેખ નિઝામુદ્દીન હજી તદ્દન બાલ્યાવસ્થામા હતા ત્યા તેમના પિતા સૈયદ અહમદને ભયકર માંદગી આવી શેખની માતા બીબી ઝુલેખાની અત્યત પવિત્ર સ્ત્રી તરીકે ખ્યાતિ હતી એક રાતે તેને સ્વપ્ન આવ્યુ કે કોઈ દિવ્ય અવાજ તેને બોલાવી રહ્યો છે અને કહી રહ્યો છે કે બેમાથી એકની પસંદગી કરી લે પતિ અથવા પુત્ર પતિ બચશે તો પુત્ર નહિ હોય, પુત્રને બચાવવો હશે તો પતિ નહિ હોય માતાનુ વાત્સલ્ય-જેના વિના પૃથ્વી અમૃત વિહોણી થઇ જાય–પુત્રની પસદગી તરફ વળ્યુ અને સૈયદ અહમદ ત્યાર પછી થોડા દિવસે મૃત્યુવશ થયા આવી પ્રેમલ અને પવિત્ર માતાની શેખના જીવન પર ઘણી ઊંડી અસર થએલી કહેવાય છે કે શેખ નિઝામુદ્દીન ઓલીઆના ગુરુ મૌલાના કમાલુદ્દીન ઝહીદ પણ સ્વતત્ર મિજાજના ને પોતાની બદગીમા જ લીન રહેનારા સાચા ફકીર હતા તેમની કીર્તિકથા સાભળીને સુલતાન ગ્યાસુદ્દીન બલ્બને તેમને બોલાવીને પ્રમામની જગ્યા આપવા માડી, ત્યારે મૌલાનાએ જવાબ આપ્યો 'અમારા જીવનમા એક જ વસ્તુ રહી છે ખુદાની બદગી એ પણ સુલતાન લઈ લેવા માગે છે ?' આવા ગુરુને ચરણે બેસીને શેખ નિઝામુદ્દીન ઓલીઆએ વિદ્યા ને ચારિત્ર્ય કેળવ્યા હતાં

બલ્બનના જમાનામા એક જીતાલ–એટલે લગભગ બે પૈસા–ના એક મણ તરબૂચ મળતાં એટલી સોઘવારી હતી કેવળ ઐચ્છિક ગરીબીને વરેલા આ મહાન પુરુષ

પાસે એ ખરીદવા માટે પણ પૈસા ન હતા; અને છતાં જલાલુદ્દીન ખિલજીએ સ્વેચ્છાએ આપવા માંડેલું ગામ ન લેવાની શક્તિ હતી ! એક વખત એક કીમિયાગરે એમને કીમિયો શીખવાનું કહ્યું કે જેથી ગરીબી ટકી શકે જ નહિ. ઓલીઆએ જવાબ દીધો: 'પૈસા ભેગા કરવા એ તો વેપારીનું કામ છે; અમારું ફકીરનું કામ તો એકલી બંદગી માટે જીવન જીવવું એ જ છે.'

શેખ નિઝામુદ્દીને કહેલું કે મારી કબર તો ખુલ્લા મેદાનમાં હોય એટલે બસ છે. એના ઉપર બીજું કાંઈ ન જોઈએ. પણ સુલ્તાન મહમ્મદ તઘલખે ઓલીઆની કબર ઉપર રોજો બંધાવેલો છે. એને છસો વર્ષ થયાં. કેક રાજાઓ આવ્યા અને ગયા, છતાં શેખ નિઝામુદ્દીન ઓલીઆનું નામ આજે પણ એટલી જ પવિત્ર ભાવના જગાવે છે.



અમીર ખુશરુ સાત આઠ વર્ષની ઉમરનો હતો તે વેળા ઘણી વખત આ શેખ નિઝામુદ્દીન ઓલીઆ પાસે બેસવા આવતો. એ અમીર ખુશરુએ જ 'દેવળદેવી અને ખિજરખાંની' પ્રેમકથા લખી છે. તે એ જમાનાનો કવિ હતો. એણે દિલ્હીની ચઢેનશાહતની તડકી છાંયડી પણ જોઈ હતી. દેવળદેવી અને ખિજરખાંની પ્રેમકથા જેમ એણે લખી છે તેમ એણે અલાઉદ્દીનના જમાનાનો ઇતિહાસ પણ લખ્યો છે પરંતુ એ ઇતિહાસ ઇતિહાસલેખકનો નહિ પણ કવિનો લખેલો છે, એટલે કેટલીક જગ્યાએ અતિશયોક્તિ છે. છતાં અલાઉદ્દીનના જમાનાનું એમાંથી સારું ચિત્ર મળી રહે છે.



શહેનશાહ અકબરે હિંદુ સંસ્કૃતિનો સાચો અભ્યાસ કરવા માટે કેટલાક સસ્કૃત પુસ્તકોનું ફારસીમા ભાષાતર કરાવ્યુ હતુ. સંસ્કૃતનું જ્ઞાન તો ઘણા વખત પહેલાથી મુસલમાન લેખકો મેળવતા આવતા હતા ખલીફા હરૂન-અલ-રશીદ ના દરબારમા કેટલા યે સસ્કૃત જ્ઞાતા હતા. ચરક અને સુશ્રુતના અરબ્બી ભાષામા ભાષાતર તો ઘણા વખત પહેલાં થયા હતા હરૂન-અલ-રશીદના દરબારમા બે હિંદુ વૈદ્યરાજ હતા એમ પણ કહેવાય છે. પ્રખ્યાત મુસાફર આલ્બેરૂનીનું સંસ્કૃત જ્ઞાન સારૂ હતું અકબર પહેલા ફિરોઝ-શાહ તઘલખે પણ સસ્કૃતમાથી ભાષાતરો કરાવ્યા હતા



**ચાર** વરસ, ચાર માસ ને ચાર દિવસનો થતા અકબર ભણવા બેઠો. પણ જે ગુરુ મળ્યા તે પોતે જ કબુતરના શોખીન હતા, એટલે નાનકડો શિષ્ય એમની પાસેથી કાંઈ શીખ્યો નહિ મોટી ઉમરનો થતા પણ અકબર, શિક્ષકો બદલાવ્યા છતા કાંઈ શીખ્યો નહિ, ત્યારે હુમાયૂએ તેને ઉપદેશનો કાગળ લખ્યો એટલુ છતા યે અકબર કાંઈ શીખ્યો હોય એમ લાગતું નથી છતા મોટી વયે અકબરે વિદ્યા ઉપર જે પ્રીતિ બતાવી તે તો જાણીતી વાત છે પોતાના સમયનો થોડોક ઇતિહાસ એણે સસ્કૃતમા પણ લખાવ્યો હતો મહાભારત, રામાયણ, અથર્વવેદ, લીલાવતી ગણિત, રાજતરંગિણી, હરિવંશ, નળદમયંતીકથા, સિંહાસનબત્રીશી, યોગવાસિષ્ઠ, ગગાધર વગેરેના ભાષાતર અકબરે તૈયાર કરાવરાવ્યા હતા બદાઉની નામનો અકબરના જમાનાનો ઇતિહાસકાર, જેનું ખરૂ નામ અબ્દુલકાદીર છે,

તે પણ ભાષાંતર કરનારાઓમાંનો એક હતો. તેણે રામાયણનું ૨૪,૦૦૦ શ્લોકનું ભાષાતર કર્યું હતું અને તેને માટે ૧૫૦ અશરફી તથા ૧૦,૦૦૦ ટકા તેને મળ્યા હતા (૨૩૪ ટંકા= ૨૪ પૌંડ) ભાષાતર કરનારાઓ વિદ્વાન બ્રાહ્મણોની મદદ લેતા અને અકબર જાતે એ કામમા રસ લેતો બદાઉની લખે છે કે અથર્વ વેદનું ભાષાતર દક્ષિણમાથી આવેલા એક વિદ્વાનને સોંપાયુ હતું તેનું નામ શેખ ભવાની. મૂળ તો એ બ્રાહ્મણ હતો, પણ પછી મુસલમાન થઈ ગએલો. સો ચિત્રકારો આ ભાષાતરોને ચિત્રિત કરી રહ્યા હતા અબુલ ફઝલ લખે છે કે કેટલાક ચિત્રકારોની કૃતિઓ અતિ સુંદર હતી અને એમને ખુશીથી યૂરપના મહાન ચિત્રકારોની હરોળમા મૂકી શકાય



મુગલ સમયના સમાજનું આછુ ચિત્ર આપણને અબુલ ફઝલમાથી મળી આવે છે. દારૂની બદી આધારણ થઈ ગઇ હતી કોર્ટનો ભભકો આંજી નાખે એવો હતો. અમીરો એક વરસને અતે પોતાનાં બધા વસ્ત્રો-પાયજામા સિવાય-વહેંચી દેતા કોઇ પણ અમલદારને દેશની બહાર દોલત લઈ જવાની રજા મળતી નહિ, એટલે અમીરો પોતાની દોલત પોતે જ ખર્ચી કાઢતા સોંઘવારી ઘણી હતી ઘેટાની કીંમત દોઢ રૂપિયો પડતી ગાયની કીમત લગભગ દસ રૂપિયા હતી. ઘઉં ૭ આનાના મણ ( =૫૫।। શેર ), દૂધ સાડાબાર આનાનું મણ ને ઘી લગભગ સાડાત્રણ રૂપિયે મણ વેચાતું મુતારને લગભગ ત્રણ આના (અત્યારની કીમતે) રોજ મળતું, જ્યારે મજૂર લગભગ એક આનો કમાતો.

અંગ્રેજ ઇતિહાસકાર વિન્સેન્ટ સ્મિથ પણ લખે છે કે અકબરના જમાનામા મજૂરને ખાવાપીવાની તગી ન હતી આજે દાણાની બજાર તેજ છતા મજુર અને ખેડૂતને ખાવાના વાધા છે



મેન્ડેલ્સ્લો નામનો જર્મન મુસાફર ઇ સ ૧૬૩૮ મા ગુજરાતમા આવ્યો હતો ચોવીસ વર્ષના આ જુવાન જર્મને પોતાની મુસાફરીની હકીકત લખેલી, તેમાથી તે સમયનુ ચિત્ર ખડુ કરી શકાય છે મેન્ડેસ્લોએ અમદાવાદનું વર્ણન આપ્યુ છે એ પરથી માલુમ પડે છે કે અમદાવાદ એ સમયે ગુજરાતના બગીચા જેવુ હતુ મેન્ડેલ્સ્લો લખે છે કે અમદાવાદમા જેટલા ઝાડ હતા એટલા જ વાદરા પણ હતાં ઇંગ્લીશ ફેક્ટરી (અંગ્રેજી કોઠી) પર એક વખત મેં ૧૫૦ ગણ્યા હતા તે વખતે ગુજરાતનો સુબો આઝમખાન હતો તેની ઉમર લગભગ સાઠ વર્ષની હતી તેની પાસે દસ કરોડની દૌલત છે એમ કહેવાતું તેની પુત્રી શાહ સુજા જોડે પરણાવવામા આવી ત્યારે તેણે વીસ હાથી, એક હજાર ઘોડા ને ૬૦૦૦ ગાડા મૂલ્યવાન વસ્તુઓ તેની સાથે દાયજામા આપી હતી તેનુ ઘરખર્ચ લગભગ દસ હજાર રૂપિયા દર મહિને થતુ હશે

આઝમખાન સાથે મેન્ડેલ્સ્લોની મુલાકાત થઇ હતી અને ચોવીસ વર્ષના જુવાનને આમ એકલો મુસાફરી કરતો જોઇ તેને બહુ આનદ થયો હતો



રોમની સાથે જે વખતે હિંદનો વેપાર ચાલતો—લગભગ પહેલી બીજી સદીમાં—ત્યારે હિન્દુસ્તાનથી રોમમાં મુખ્યત્વે કરીને કાપડ જતું એ ઉપરાંત સોનું રૂપું, મોતી અને હીરાનો વેપાર પણ ચાલતો સીલોનનું એક નામ રત્નદ્વીપ પણ છે અને પ્લીની નામના ઇતિહાસકારે લખ્યું છે કે સિંહલદ્વીપના રાજાએ રોમના રાજા ક્લોડિયસ (ઇ સ ૪૧–૫૪) પાસે દૂત મોકલેલો હિંદી રેશમની મોહિનીએ રોમન સ્ત્રીઓને ઘેલી બનાવી દીધી હતી, અને પરિણામે ત્યાં અત્યંત પાતળું વસ્ત્ર ન પહેરવાનો ધારો કરવો પડયો હતો પવન જેવા આ પાતળા વસ્ત્ર રોમન સ્ત્રીઓને પહેરતી જોઇને ત્યાંના ગંભીર માણસોને દિલગીરી પણ થતી લગભગ દર વર્ષે ૮૦ લાખ રૂપિયાનું કાપડ રોમની સમૃદ્ધિ ખેંચી જતું એક વખત તો હિન્દના ૧૨૫ વહાણો રોમને કિનારે લાંગરીને પડયા હતા એ જ પ્રમાણે હિંદુસ્તાનનો વેપાર ચીન, મિસર અને સીરીઆ સાથે પણ ચાલતો હતો



પાર્લમેંટ–પ્રજામત્તાક તંત્ર—નો વિચાર ઘણા જ પ્રાચીન સમયથી હિંદુસ્તાનમાં પ્રચલિત છે જ્યારે જ્યારે હિંદમાં મહાન સમ્રાટો થઇ ગયા છે, ત્યારે ત્યારે એ તંત્ર શિથિલ બનતું લાગ્યું છે છતાં એ ભાવના પ્રજાના પ્રાણમાં જ રહેલી હતી એ વિષે શંકા નથી વૈદિક સમયની સમિતિ અને સભા જાણીતાં છે, ભગવાન બુદ્ધના જમાનાની ગણપ્રથા અને સંઘપ્રથા પણ જાણીતાં થઇ ગયાં છે તેમ જ ગ્રીક સમયના ઇતિહાસકારોએ એ વાતનો ઉલ્લેખ કરીને પ્રજાસત્તાક તંત્રની હસ્તી વિષે આ રીતે વધારે પ્રકાશ પાડ્યો

છે 'બીઆમ નદીની પેલી તરફ રસાળ પ્રદેશ છે. એ પ્રદેશમા ૫૦૦૦ અમીરો વડે રાજતંત્ર ચલાવાય છે. દરેક અમીર રાજાને એક હાથી ભેટ ધરે છે '

ઘણું કરીને શ્રી કૃષ્ણ આવા પ્રજાકીય તંત્રના જ આગેવાન હતા. શાંતિ પર્વમા એ વિષે એક ઉલ્લેખ છે, જે ઉપરથી વિદ્વાન ઇતિહાસકારો ધારે છે કે પ્રજાકીય તંત્ર હિંદમાં ઘણા જૂના વખતથી ચાલતું આવે છે. શ્રી કૃષ્ણ નારદને કહે છે 'સંયુક્ત રાજસભામા બે રાજકીય પક્ષ છે ને તેમાનો દરેક પોતાનો હાથ ઉપર રાખવા મથે છે. એવી રાજસભામા તીક્ષ્ણ વાદવિવાદ પણ થાય છે ' અલેકઝાંડરને પાછા ફરતાં જે લોકોએ લગભગ મરણ તુલ્ય કરી મૂક્યો હતો તે ક્ષુદ્રક અને માલવ લોકોને પોતપોતાના સ્વતંત્ર લોકતંત્ર હતા બંને પ્રજાએ મળીને સો એલચીઓ લડાઈ પછીની વાટાઘાટ માટે મોકલ્યા હતા માલવ લોકો સાથેની લડાઇમા અલેકઝાંડરને ઝેરી ઘા ખમવો પડયો તેથી તેને ખાત્રી થઇ ગઇ હતી કે એ લોકો ઘણા બહાદુર છે અને તેમને બહુ સતાવવામા ફાયદો નથી ગ્રીક ઇતિહાસકારોની વિગત પ્રમાણે 'આવેલા એલચીઓ ઘણા રૂઆબદાર હતા સઘળા રથમા બેઠા હતા તેમણે લાલ અને સોનેરી વસ્ત્ર પરિધાન કર્યા હતા અને તેમની ચાલમા એક જાતનું અસાધારણ ગૌરવ હતુ તેમણે કહ્યું દૈવ—અને નહિ કે ભય—અમારા પરાજયનું ને આ સંધિનું કારણ છે અમારી સ્વતંત્રતા હિમાલય જેટલી જૂની છે એને હજી સુધી કોઇએ તોડી નથી ' અલેકઝાંડરે તેમની શરતો કાંઈ પણ આનાકાની વિના તરત સ્વીકારી લીધી સો એલચીઓ બે પ્રજા

તરફથી સંધિ માટે આવ્યા હતા એ નિમન પરથી સ્પષ્ટ સમજી શકાય છે કે તે પ્રજાપ્રતિનિધિઓ જ હોવા જોઈએ. અને પછી અલેક્ઝાન્ડર જેમજેમ આગળ ગયો તેમતેમ તેને બીજી પણ પ્રજાકીય સત્તાઓનો અનુભવ થયો હતો.



બાજીરાવ બીજો લગભગ ૮૦ વર્ષે ઈ સ ૧૮૫૧ મા મરણ પામ્યો. એક વખત એણે કંપની સરકારને ૭ લાખ રૂપિયા વ્યાજે પણ ધીર્યા હતા અને શીખ વિગ્રહ વખતે તો પોતાને ખર્ચે બે રેજીમેન્ટ પણ તૈયાર કરાવીને કંપની સરકારની મદદમાં મોકલી હતી.



બાદશાહ ઔરંગઝેબે પોતાના વૃદ્ધ અને અનુભવી સરદાર રાજા જયસિંહને જ્યારે દક્ષિણમાં મોકલ્યો ત્યારે એ કસાએલા સેનાપતિએ માત્ર ત્રણ માસમા જ શિવાજીને હરાવી દીધો. તેને પુરંધર મુકામે સંધિ કરવી પડી. અને પોતાના રાજ્યનો ઘણો ભાગ આપીને, કેટલાક મજબૂત કિલ્લાઓ આપી દઈને તથા મોગલ લશ્કરમા પોતાના પુત્ર સંભાજીને પાંચહજારી મનસબ બનાવીને, પોતાનું નાનું સરખું રાજ્ય બચાવી લેવું પડ્યું. ઉદેપુરના રાણાની માફક શિવાજીએ પણ કહ્યું કે મોગલ દરબારમા હાજરી આપવાની ફરજમાંથી મને મુક્ત કરવો જોઈએ. મારે બદલે મારો પુત્ર સંભાજી આવશે. બાકી દક્ષિણમા મોગલ લશ્કર બિજાપુર–ગોવળકોંડા સામે યુદ્ધ કરશે તેમાં મદદ કરવા હું જાતે આવીશ.

સંધિ થઈ ગઈ. મંજૂરીનુ બાદશાહી ફરમાન પણ આવી ગયુ શિવાજી માટે ખિલઅત મોકલાયો. રાજા જયસિંહની શિખામણ પ્રમાણે શિવાજી બાદશાહી ફરમાન લેવા ૭ માઈલ પગે ચાલીને સામે ગયો અને ઘડીભર લાગ્યુ કે શિવાજીનુ વ્યકિતત્વ મુગલાઈમાં મળી ગયું છે! રાજા શિવાજી પોતાના નાના રાજ્યમા રાજા, પણ મોગલ સરકારના તો એક સરદાર!

રાજા જયસિંહ ઘણો વિચક્ષણ ને કુનેહબાજ હતો. તે માત્ર શૂરવીર લડવૈયો કે દીર્ઘદર્શી સેનાપતિ ન હતો તે રાજદ્વારી શેતરંજનો પણ અઠગ ખેલાડી હતો. એણે જોઈ લીધુ કે મોગલ સૈન્ય બિજાપુર–ગોવળકોડાના લશ્કરને હરાવે ત્યા સુધી તો શિવાજીની મૈત્રી ખપમા આવે, પણ ન કરે નારાયણ ને જો મોગલ સૈન્ય હારવા માડે, અને એ જ વખતે દક્ષિણના ડુગરેડુગરાની ચાવી ગજવામા લઈને ફરનારો શિવાજી બદલે, તો દિલ્હી આગ્રાથી હજાર માઈલ દૂર આવેલા મોગલ સૈન્યની કબર દક્ષિણમા જ ખોદાય! એણે બીજુ એ પણ જોઈ લીધુ કે જો શિવાજીને જાળવી રાખવાની બાદશાહી રાજનીતિ સફળ થાય તો આખું દક્ષિણ એકલે હાથે જ સાચવી રાખવાની શકિત શિવાજીમા છે શિવાજી જ બાદશાહી સ્તભ બને, દક્ષિણનો સૂબેદાર બને અને હમેશને માટે દક્ષિણ તરફની પીડા નીકળી જાય.

રાજા જયસિંહ બિજાપુર સર કરવા ચડયો. શિવાજી મહારાજની સરદારી નીચેના સૈન્યે આગળ વધીને રસ્તામા નડતા દુશ્મનોને હફાવવાનું શરૂ કર્યું શિવાજી મહારાજની આ સેવાની ઘણી પ્રશસા થઈ રત્નજડિત ખજર બાદશાહી

પ્રશંસાપત્ર સાથે ભેટ મળ્યું બિજાપુરથી દસ જ માઈલને અંતરે બાદશાહી લશ્કર આવી પહોંચ્યું પણ બિજાપુરનો કિલ્લો ઘણો મજબૂત હતો મશહૂર મુલ્કેમેદાન તોપનો રાક્ષસી માર હજી મોગલ સૈન્યે ચાખ્યો નહોતો બિજાપુરને ફરતું જાણે સાત માઈલનું કૃત્રિમ રણ જ હોય તેમ, ઝાડનું ઠૂંઠું કે પાણીનું પાવળું ક્યાંય મળે એવું બિજાપુર શાહ આદિલશાહે રહેવા જ નહોતું દીધું !

આવી સ્થિતિમાં મોગલ સૈન્યની એક બે જગ્યાએ હાર થઈ હુમલો શિવાજી મહારાજની સૂચના પ્રમાણે થએલો, એટલે આરોપ એમના ઉપર જ ચડ્યો જયસિંહના પ્રતિસ્પર્ધિ દિલેરખાને શિવાજીને કેદ કરવાની પણ માગણી કરી શિવાજીની પોતાની પન્હાળ ગઢ લેતાં હાર થઈ બીજો શિવાજી હોય એવો બહાદુર સરદાર નેતાજી બિજાપુરને મળી ગયો રાજા જયસિંહે એને ઘણીઘણી લાલચો આપીને પાછો તો મેળવ્યો પણ એ અનુભવી રાજા સમજી ગયો કે શિવાજી પણ જો આમ ફરી બેસે—અને ગોવળકોંડા—બિજાપુર તો એક થઈ જ ગયાં છે—તો આખું મોગલ સૈન્ય અહીં જ સૂઈ જાય.

મોગલ શહેનશાહતને ભવિષ્યમાં વખતે લાગી જાય એવા આ ભયકર ઘા વાળી લેવા તેણે શિવાજીને બાદશાહની હજુરમાં મોકલવાનું નક્કી કર્યું પુરંધરની સંધિ પ્રમાણે તો બાદશાહી તહેનાતમાં હાજર રહેવાની ફરજમાંથી શિવાજીને છૂટ મળી હતી એટલે જયસિંહે મીઠી ચાવખાણી કરી દક્ષિણના સૂબેદાર બનવાની તમને હવે તક મળી જાય એવું છે કેમકે દક્ષિણ જીતવામાં બધા મરદાગે હાર્યા છે એટલે

બાદશાહી મહેરબાની મેળવવાનું તમારે માટે શક્ય છે. આવી ભવિષ્યના ઉદયની વાત કરીને તેણે શિવાજીને આગ્રા જવા માટે ઉત્તેજન આપ્યું. ૭ વર્ષ પહેલાં અફઝલખાનને મળવા જવા માટે શિવાજીના મનમાં જે શંકા ને વ્યાકુળતા થયાં હતાં તેવાં જ આ વખતે પણ થયાં. વખત છે ને બાદશાહ નારાજ હોય ને આ બધી જાળ હોય તો ? પણ જયસિંહે સોગન લીધા કે તમે અવશ્ય પાછા આવશો જ અને મારો પુત્ર રામસિંહ દિલ્હીમાં તમારી ખબર રાખશે.

પોતે પાછો ફરે ન ફરે તેની કોને ખબર છે ! એટલે શિવાજી પોતાના રાજ્યનો બંદોબસ્ત કરવા ગામડેગામડું જોઈ વળ્યો. મોરોપંત પેશ્વા સાથે માતા જીજાબાઈ રાજપ્રતિનિધિ રહેવાનાં હતાં. નેતાજી પાલ્કર સેનાપતિ બન્યો. આમ પોતે પાછો આવે કે ન આવે, જીવે કે મરે, પણ આ વ્યવસ્થા પ્રમાણે રાજ્ય તો ચાલ્યા જ કરે એવી સૌને સૂચના આપીને, ઈ. સ. ૧૬૬૬ ના માર્ચ મહિનાની એક સાંજે નવ વર્ષના સંભાજી સાથે તે આગ્રા જવા નીકળ્યો. ૭ વર્ષ પહેલાં અફઝલખાનને મળવા જતાં જીવન, મરણ ને રાષ્ટ્રધર્મનો પ્રશ્ન જેવી રીતે તેનું અંતર વલોવી રહ્યો હતો, તેવી રીતે આજે પણ એના અંતરમાં ઊંડુંઊંડું મંથન ચાલી રહ્યું હતું. પોતે એકલો ન હતો; સંભાજી સાથે હતો, અને બાળબચ્ચાં, માતા, સ્ત્રી, સગાં સંબંધી સૌને છોડીને તેની સાથે ચાલી નીકળનાર ચાર હજાર વીર પુરુષો પણ હતા. મહારાષ્ટ્રનું જીવન તેની સાથે આવતું હતું. કદાચ આગ્રાથી પાછા નહિ ફરીએ તો ?– કદાચ . . . . તે વધુ વિચાર કરી શક્યો નહિ.

આથમતા સૂર્યના ભૂખરા રંગમા દૂરદૂર ધૂળમા ઉડતુ સૈન્ય જીજાબાઈએ જોયા કર્યું,–જોયા જ કર્યું અને છેવટે જ્યારે એટલું અંધારું રહ્યુ ત્યારે, જીજાબાઈ જાણે પ્રાણ વિનાનો દેહ હોય તેવા શિવાજી વિનાના રાયગઢના પાછા ફર્યા.



ચાલતાચાલતા સૌ ઔરંગાબાદ પહોંચ્યા આખું શહેર શિવાજીને જોવા મળ્યુ અફઝલખાનને એક ઘડીમા ભર સૈન્યની વચ્ચે હણી નાખનાર, પૂનામા પેલા શાહિસ્તખાનને મધરાતે જગાડીને ભગાડનાર, આ વીર પુરુષની કીર્તિ ઠેરઠેર ફેલાઈ રહી હતી એના ચરિત્ર પર લોકો આફ્રીન હતા બચ્ચા પૂછી રહ્યા છે, ' આમા શિવાજી કયા ? પનિહારીઓ માથે પાણીના બેડા લઈ શિવાજીની સવારી નિહાળતા ઉભી રહી છે બારીમા, બારણામા, ગોખમા, બજારમા ઠેરઠેર લોકની ઠઠ જામી છે અને સૌની નજર સૌથી આગળ ચાલનારા શિવાજી પર ઠરી રહી છે એની કેડે પ્રખ્યાત ભવાની તલવાર લટકે છે તેની સોનેરી મૂઠના ફૂલમા જડેલા લાલ માણેકનું તેજ રસ્તાની ધૂળથી ઝાંખુ પડ્યુ છે, પણ છાનુ રહેતું નથી. લોકોએ આજે જાણે પહેલવહેલા સ્વતંત્ર સૈનિકો અને વીર સેનાપતિ નિહાળ્યા. પણ ઔરંગાબાદનો સૂબો સફશિકનખાન આ જમીનદારની સામે પણ ફરક્યો નહિ. શિવાજી આવ્યા જાય કે ગમે ત્યા જાય, એના જેવો મોટો સૂબેદાર એને મળવા જાય ખરો ? શિવાજી અને તેનુ ચાર હજારનુ વીર સૈન્ય શહેર સોંસરવા નીકળીને કિનારે ગયા. ઔરંગાબાદનો સૂબો

શિવાજીને મળ્યો નહિ, તો શિવાજી પણ જાણે ઔરંગાબાદમાં સૂબો છે જ નહિ એમ પરભાર્યો ઉતારે જ ગયો. પછી સૂબેદાર મળવા આવ્યો.

જ્યાંજ્યાં ખબર પડે છે કે શિવાજી બાદશાહને મળવા આગ્રા જાય છે ત્યાંત્યાં લોકની ઠઠ જામી જાય છે. ગામડાના ખેડુતો ખેતરમાથી દોડીદોડીને એ મરાઠા સરદારને નિહાળે છે. એનું સૈન્ય ગામને પાદર નીકળે છે કે તરત આખું ગામ જોવા દોડે છે! એની કીર્તિ, એની સાહસકથા એનું વીરત્વ ઘેરઘેર ગવાઈ રહ્યાં છે. બ્રાહ્મણો કહે છે કે એને ભવાની હાજરાહજૂર છે. ડોશીશાસ્ત્ર પ્રમાણે એણે વીર વિક્રમની પેઠે વૈતાળ સાધ્યો છે. કેટલાક કહે છે કે એણે લઘિમા સિદ્ધિ મેળવી છે. કોઈ કહે છે કે એને એક ફકીરે ઇલિમ શીખવાડયો છે. રસ્તા પર ચાલ્યું જતું એ વીર સૈન્ય ને એનો બહાદુર નાયક નિહાળીને સૌની આંખ ઠરે છે.

ત્રણ મહિને શિવાજી આગ્રા પહોંચ્યો. ઔરંગઝેબ બાદશાહનો મુકામ ત્યાં હતો. ત્રીજે દિવસે બાદશાહની પચાસમી તિથિ ઊજવવાની હતી અને તે દિવસે દરબારમાં હાજર રહેવાનુ શિવાજીને નિમંત્રણ હતું. કુમાર રામસિંહ શિવાજીને દરબારમાં લઈ ગયો ત્યારે દરબારીઓની ઠઠ જામી હતી. બાદશાહની તુલા કરવા માટે સોનારૂપાનો ઢગ કર્યો હતો. દરબારીઓ અને તેમના હજુરીઓ હજારોની સંખ્યામાં ઊભા હતા. ચારે તરફ રેશમી ગાલીચા ને જરિયાનની જાજમો શોભી રહી હતી. હીરા, રત્ન ને માણેકથી પૂરેલી મયૂરાસનના મયૂરની કળા ઝળાંઝળાં થઇ

ચ્ડી હતી, અને સાચાં અંગૂરી મોતીના ઝુમખા ને તોગ્ણ નખ્તેતાઉમને શોભાવી રહ્યા હતા

ઊંડ દક્ષિણથી આવેલા વીર મરાઠાને કેટલાક મોગલ સરદારો નિહાળી રહ્યા હતા એટલામા ખુદ બાદશાહ પોતે પધાર્યા ઉમરાવોએ ઘૂટણીએ પડી સેજ્દો કર્યો શિવાજીએ નઝર તરીકે પદરસો સોનામહોર ધરી અને નીસાર તરીકે છ હજાર રૂપિયા ધર્યા

ટૂંકી દાઢીનો, વિચક્ષણ ને શરીરે જરા નમેલો ઔરંગઝેબ મીઠા અવાજથી બોલ્યો, ' આવો શિવાજી રાજા ! '

શિવાજીને સિંહાસન સમક્ષ દોરી ગયા શિવાજીએ નીચા વળી બાદશાહને ત્રણ સલામ કરી પણ ' રાજા ' શબ્દમાં રહેલો કટાક્ષનો રણકો અને ગર્ભિત અર્થ હજી તો શિવાજી સમજે તે પહેલાં તો ઔરંગઝેબની આંખની ઈશારત થઈ અને શિવાજીને ત્રીજા વર્ગના સરદારોની હરોળમાં તેની જગ્યાએ લઇ ગયા દરબારનું કામ આગળ ચાલ્યુ અને જાણે શિવાજી કયા ય છે જ નહિ તેમ તેની સામે પણ કોઈએ જેયુ નહિ

શિવાજીએ તો રાજા જયસિંહની વાતચીત પરથી એવી મનોરમ કલ્પના કરી હતી કે પોતાને બાદશાહ દક્ષિણની સૂબેદારી આપશે મિત્ર પેઠે રાખશે બિજાપુર ગોવળકોડાની આગીધૂગીની વાતો પૂછશે અને પોતે બાદશાહને બિજાપુર–ગોવળકોડાના રાજ્યનો ખરો ખ્યાલ આપશે પણ અહીં તો શિવાજીને લેવા માટે સામે આવેલા બે સરદારો– અને ત્રીજા વર્ગના બાદશાહ સલામતે તેનું નામ ઉચ્ચાર્યું તે પણ મશ્કરીમા ! મૂછમા હસતા હજારો ઉમરાવોની

હાજરીમાં તેને ત્રીજા વર્ગના સરદારોની હરોળમાં ઊભો રાખી જાણે તેની નિષ્ઠુર મશ્કરી કરવાનો જ મોગલોનો ઈરાદો લાગ્યો. હજારો આંખમાં અટ્ટહાસ્ય ભર્યું હતું. એણે કુમાર રામસિંહને પૂછ્યું 'શું આ બધા પાંચહજારી મનસબદારો છે? હું પણ પાંચ હજારી?—રામસિંહ!'

રામસિંહ દરબારની રીતભાતથી વાકેફગાર હતો તેણે ધીમેથી ઉત્તર વાળ્યો, 'રાજાસાહેબ! ધીમે બોલો. ખુદ બાદશાહ સલામતનું ધ્યાન આ તરફ ખેંચાય છે! જોયું, હવે નામવર શહેનશાહને સોનાથી તોળશે!'

શિવાજીની આંખમાં ખુન્નસ ચડ્યું. એને ઘડીભર ગાડપણ આવ્યું. અફઝલખાનને હણનારી વીરત્વ ભરેલી ધીરવૃત્તિ તેને છોડી ગઈ. એના રોમરોમમાં મારવાનો ને મરી ફીટવાનો અગ્નિ પ્રગટયો.

'રામસિંહ!' તે ફાટી ગએલા ઘોઘરે સાદે બોલ્યો. મુખ્ય વજીર જાફરખાને કરડી નજરે રામસિંહ સામે જોયું. રામસિંહ શિવાજીને શાંત પાડે તે પહેલાં તો જ્વાળામુખીમાંથી ભભૂકતા અગ્નિની માફક શિવાજી ઉતાવળમાં બોલી ગયો, 'મારી પાસે સૈન્યમાં કેટલાયે પાંચ હજારી છે! નેતાજી પાંચ હજારી છે, અને શું હું પાંચ હજારી? લાવ ક્યાં છે તારું ખંજર?' આમ કહીને શિવાજીએ રામસિંહનું ખંજર ખેંચવા હાથ લાંબો કર્યો, પણ ખેંચે તે પહેલાં તો રૂંવેરૂંવે વ્યાપેલા ક્રોધથી તે બેભાન થઈ ભરસભામાં ઢળી પડયો!

દરબારીઓએ શિવાજીના શબ્દો સાંભળ્યા હતા. દરબારી રીતભાતનો ભંગ ન થાય માટે તેઓ બોલ્યા નહિ,

પણ સૌના મન વ્યગ્ર થયા હતા. ખુદ શહેનશાહે અવ્યવસ્થા થતી જોઈ રામસિંહને પૂછ્યુ, 'શુ છે ?'

'એ તો જહાંપનાહની સલામે આવેલા, પણ જંગલના વાઘ એટલે અહીંની ગરમી ન ખમી શકયા જરાક બેચેન લાગે છે. એને આવો દરબાર નવો છે, રીતભાત પણ નવી છે. એની બેઅદબી માટે માફી માગુ છુ '

પાસેના દીવાનખંડમા લઈ જઈ શિવાજી ઉપર ગુલાબનુ સુગંધી જળ છાંટતા તે ભાનમા આવ્યો ઔરંગઝેબે બેચેન રાજાને ઉતારે લઈ જવાની રજા આપી

ઉતારે તો શિવાજી પહોચ્યો પણ શિવાજીના શબ્દો બાદશાહને કાને પહોચી ગયા હતા. રામસિંહને હુકમ થયો કે જયપુરને ઉતારે શિવાજીને રાખવો અને તેની સઘળી જોખમદારી પણ તેને માથે જ નાખી

શિવાજીને હવે કાંઈક સમજણ પડી કે આગ્રા આવવાનું મહેલું હતુ પણ આગ્રામાથી દક્ષિણમા પહોચવુ સહેલું નથી બિજાપુર અને ગોવળકોંડા જીતવાની આશા આપીને આગ્રામાથી જવાની શિવાજીએ માગણી કરી પણ જવાબ મળ્યો કે 'થોડી રાહ જુઓ, પછી યોગ્ય થશે '

એક વખત ઔરંગઝેબની મુલાકાત લેવા માટે પણ શિવાજીએ પ્રયત્ન કરી જોયો પણ શાહિસ્તખાન પૂનાનો ઘા ભૂલી ગયો ન હતો એ શાહિસ્તખાન મુખ્ય વજીર જાફરખાનનો સાળો થતો હતો સાળાએ બનેવીને ચેતાવ્યો હતો કે શિવાજી આખમાથી કણુ કાઢે તેમ જીવ કાઢી લે છે. બનેવીએ ઔરંગઝેબને ચેતાવ્યો કે ભૂલેચૂકે શિવાજીને એકવા મળવાનો નહિ મળવાની કોઈ ભૂલ કરે કે હિંમત દેખાડે એ આશા

ફેકટ હતી. દસ હજાર લશ્કરીઓથી ઘેરાએલા અફઝલખાન પર પડેલે ઘા સૌને સાંભરતો હતો. વીસ હજાર સૈનિકોથી વીંટાયેલા શાહિસ્તખાન પર તેના ઘરમાં ઘા પડયો તે કોઈ ભૂલ્યું ન હતું. જયસિંહ તેને મળ્યો ત્યારે શિવાજીના આવવાના રસ્તા ઉપર બન્ને બાજુ ખડી તલવારે સૈનિકો ઊભા રહ્યા હતા. શિવાજી મુખ્ય વજીર જાફરખાનને મળવા ગયો ત્યારે તેણે 'સારૂં, હું બાદશાહ સલામતને વાત કરીશ' એવા બે શબ્દમાં જ વાત પતાવી દીધી.



આવી સ્થિતિમાં શિવાજીએ ત્રણ મહિના ગાળ્યા. નવ વર્ષના સંભાજીને ખોળામાં બેસારી શિવાજી રાયગઢને, જીજાબાઈને અને દક્ષિણને સ્વપ્નમાં નિહાળે છે. દૂરદૂર સહ્યાદ્રિના ડુંગરા તેને બોલાવી રહ્યા છે. જાણે પોતે સાંભળે છે કે 'શિવાજી, ઊઠ! આળસ ખંખેરી નાખ. અરજી છોડી દે. આજીજી તજી દે. એક વખત તારૂં પર્વતના બચ્ચાનું હૃદય મેળવી લે; અને એક ઘડીમાં તું બંધન-મુક્ત થશે.'

શિવાજી નજરકેદ બન્યો એટલે રાજા જયસિંહની સ્થિતિ કફોડી થઈ. શિવાજીને દક્ષિણમાંથી ખસેડવાની જરૂરિયાત એણે જોઈ હતી, પણ રજપૂત તરીકે અને રાજા તરીકે એણે ગંગાજળ લઈને પ્રતિજ્ઞા કરી હતી કે બાદશાહ સાથેની મુલાકાતમાં શિવાજીને સૂબેદારી મળે કે ન મળે, પણ તે મહારાષ્ટ્રમાં સહીસલામત પાછો તો આવશે જ. એટલે એણે ઔરંગઝેબને લખ્યું કે શિવાજીને કેદ કરવાથી અથવા મારી નાખવાથી દક્ષિણની રાજદ્વારી સ્થિતિમાં

બીજનુ ફેર નહિ પડે શિવાજી જેવો વિચક્ષણ છે કે તેનું રાજ્યતંત્ર તેની ગેરહાજરીમાં એકધારૂં ચાલ્યા કરે એવી એણે વ્યવસ્થા કરી છે એટલે શિવાજીને મેળવી લેવાથી વધુ ફાયદો છે રાજદ્વારી કુનેહ પણ એ જ બતાવે છે જયસિંહ આ વાત ઔરંગઝેબને ગળે ઉતારવા મથતો હતો તે દરમ્યાન તેણે પોતાના પુત્ર રામસિંહને પણ લખ્યું હતું કે શિવાજીની જિંદગી જોખમમાં ન આવે એ તારે જોતા રહેવું અને કોઈપણ સંજોગોમાં આપણે આપેલું વચન રહેવું જ જોઈએ શિવાજી મહારાષ્ટ્રમાં એક વખત સહીસલામત પાછો ફરવો જ જોઈએ પછી બાદશાહ સલામતનો હુકમ હો તો આપણે જ એને ઉખેડી નાખીશું પણ રજપૂતનું વચન ફરે ને આપણી રજપૂતાઈને કલંક ન ચોંટે એ પરેતુ જોવાનું.

પણ જયસિંહ પ્રતિજ્ઞા પાળવા મથે તેટલો મથે છતાં એ હજી સાફલ્ય દૂર હતો ઔરંગઝેબે દક્ષિણની પરિસ્થિતિ તપાસીને પછી એ પ્રમાણે શિવાજી સાથેની પોતાની રાજનીતિ નક્કી કરવાનો વિચાર કર્યો હતો એટલે જેમજેમ વિજાપુર-ગોવળકોંડાની લડાઈ લંબાતી ગઈ તેમતેમ શિવાજીની નજરકેદ પણ લંબાતી ગઈ પરંતુ તો રામસિંહને કહેવામાં આવ્યું કે શિવાજી આગ્રામાં જ રહે એની જવાબદારી તારા ઉપર છે રામસિંહે પિતાની આજ્ઞા પ્રમાણે આવી જવાબદારી લેવાની ચોખ્ખી ના પાડી શિવાજી આગ્રામાં છે એને મારવાનું કામ અમારે નહિ સમજાય તો એમ જ માનજો કે અમે વચન આપ્યું છે માટે ત્યારે બાદશાહ સલામતની ઇચ્છા થાય ત્યારે શિવાજી મહારાષ્ટ્રમાં જવાનો પાછો

ફરવો જોઈએ તે પછી સામ્રાજ્યના સઘળા બળથી એને કચરી નાખવાનો હુકમ થશે તો એ હુકમ પ્રમાણે કરવાની અમારી ફરજ છે

બાદશાહે હવે વિચાર ફેરવ્યો પહેલા તો એવો વિચાર આવ્યો કે શિવાજીને અફઘાનિસ્તાનમા મોકલી દેવો પછી એ વિચાર પડતો મૂકયો બાદશાહી લશ્કર વિજાપુરમા હારે છે એ જોઈને બાદશાહે પોતે દક્ષિણમા જવાનો નિશ્ચય કર્યો, ને કુમાર રામસિંહને આગ્રાનો કિલ્લેદાર બનાવી શિવાજીને તેના હાથમા સોપવાનો વિચાર કર્યો પણ રાજા જયસિંહે પોતાના કુમારને લખ્યુ હતુ કે 'જોજે, ભૂલચૂક પણ શિવાજીને સાચવવાની જવાબદારી લેતો ! એમા કાળી ટીલી ચોટશે જો પવનને પૂરી રાખી શકાય તો શિવાજીને રોકી શકાય બાકી બાદશાહ સલામત શિવાજીને ત્યા રોકી રાખે એ બહુ જ જરૂરી તો છે જ દક્ષિણમા મોગલાઈ લશ્કર હારે છે માટે શિવાજીને ત્યા રોકવો જ જોઈએ પણ એ કુનેહથી થાય તો જ પાર પડે જબરદસ્તીથી શિવાજીને રોકાએલો જોશે તો અહીંનું મરાઠી દળ વિજાપુરને મળી જશે '

પણ ઔરંગઝેબે કુનેહથી શિવાજીને રોકી રાખીને દક્ષિણની લડાઇનો અંત આણવાને બદલે શિવાજીને વધારે સખ્ત જાપ્તામા રાખવાની નીતિ ગ્રહણ કરી શિવાજીના રહેઠાણ પર ભરી બંદુકની ચોકી મૂકાઈ ગઈ અને શહેર કોટવાળ ફુલાદખાન હમેશા આવીને બાદશાહને શિવાજીના સમાચાર આપે એવો સખ્ત બંદોબસ્ત થઈ ગયો જ્યારે શિવાજીને લાગ્યુ કે રાજા જયસિંહ, વજીર, બાદશાહ કોઈ

ખપમાં નહિ આવે ને પોતાની મુક્તિનો આધાર પોતા ઉપર જ છે, ત્યારે તેણે પોતાના અંતરમાથી બંધનમુક્ત થવાનો સાદ સાભળ્યો. એણે બાદશાહને કહેવડાવ્યુ કે મારૂં લશ્કર મહાગષ્ટ્ર પાછુ ફરવુ જોઇએ. અહીંના હવાપાણી એને માફક નહિ પડે. બાદશાહે લશ્કર જવા દીધુ. જયસિંહે લખેલુ કે શિવાજી ઘણો હોશિયાર છે, પણ જેણે હાથે કરીને પોતાના માણસ ઓછા કરી દુશ્મનના કિલ્લામા એકલા રહેવાનું પસંદ કર્યું તેની કુનેહબાજી વિષે બાદશાહે કદાચ ઘણો હલકો અભિપ્રાય બાંધ્યો હશે.

પોતાના લશ્કરને હવાપાણી માફક ન આવ્યા તો પોતાને તો ક્યાથી જ માફક આવે? થોડા જ વખતમા રાજા શિવાજી માદા છે એવી વાત ચાલી. દર સાંજે કંડિયા ભરીભરીને મીઠાઈ, બ્રાહ્મણ, ફકીર, સાધુ ને અમલદારોને મોકલાતી. આમ થોડા દિવસ ચાલ્યુ. પહેલા તો પહેરેગીર કંડિયા તપાસતા પણ પછી ધીમેધીમે એ રીત બંધ જેવી થઈ ગઈ. ૧૯મી ઑગસ્ટ ૧૬૬૬ ને દિવસે બપોર પછી શિવાજીની તબિયત વધારે બગડી. તેણે પહેરેગીરોને કહેવડાવી દીધુ કે મારી તબિયત બહુ ખરાબ છે. હું સૂઈ જાઉ છુ મને ઉંઘાડના નહિ. ત્યાર પછી તેનો દૂધભાઈ હીરોજી ફરજંદ લાંબી સોડ તાણીને શિવાજીના ખાટલા પર સૂઈ ગયો. તેણે પોતાના જમણા હાથમાં શિવાજી મહારાજનું સોનાનું કડુ પહેર્યું હતું અને એ હાથ ખાસ કરીને સોડ બહાર લટકતો રાખ્યો. તેને દૂરથી પહેરગીર એ હાથ અને સોનાનું કડુ હમેશા નિહાળતા હતા. આજે

પણ એ જ હાથ જોઈ ગયા હતા શિવાજી સતો છે એમ ધારીને સૌ ગપ્પા મારતા બેઠા હતા

એટલામા મીઠાઈના કરડિયા બહાર જના લાગ્યા એકાદ કરડિયો જમાદાર તપાસી જોયો પેડા પતાસાના બેચાર બટકા પણ લઈ જોયા. મીઠાઈ સારી હતી કરડિયો પમાર થઇ ગયો એવા એક પછી એક મીઠાઈના કરડિયા પમાર થવા લાગ્યા, અને એવા બે જુદાજુદા કરડિયામા બેસીને બાપ-દીકરો બન્ને જેલમાથી મુક્ત થઈ ગયા શહેર બહાર તદ્દન એકાત જગ્યામા આ કરડિયા ઉતારીને મજૂરો રવાના થઈ ગયા

આગ્રાથી છ માઈલ દૂર એક ગામડા પાસે જગલમા નીરાજી રાઓજી ઘોડા તૈયાર રાખીને એ પિતાપુત્રની રાહ જોઈ રહ્યો હતો બાપદીકરો ત્યા પહોચ્યા ને તત્કાલ શુ કરવુ તેના નિશ્ચય પર આવી ગયા બીજી જ ક્ષણે શરીરે ભસ્મ લગાવેલા પાચ સાધુ જગલમાથી નીકળ્યા શિવાજી, સભાજી, નીરાજી, દત્ત ત્ર્યબક ને રઘુમિત્ર પાચે સાધુ ગોકુળ મથુરાની જાત્રાએ નીકળ્યા હતા જ્યારે બીજા માણસો સીધે રસ્તે ઘરને પથે પડયા હતા

આ દરમ્યાન આગ્રાની જેલમા તો હજી શિવાજી મહારાજ પોતાનો હાથ બહાર લટકતો રાખીને સૂઈ જ રહ્યા હતા એ તો આખી રાત સૂતા રહ્યા બીજે દિવસે જાગ્યા પણ લગભગ બપોરે લાબો મદવાડ એટને એમ જ થાય ને ! સવારના પહોરમા તો પહેરેગીરોએ જેલમા નજર નાખી લીધેલી મહારાજ હજી સૂતા હતા હાથ બહાર લટકતો હતો હાથમા સોનાનું કડુ પણ આબાદ એ જ

હતુ એક નોકર બેઠેબેઠો પગ પણ તપાસતો હતો અવેજીના શિવાજી મહારાજને ઊંઘ પણ ભારે આવી ગઈ! બપોરે ત્રણ વાગ્યે શાંતિથી જાણે કાંઇ ન બન્યુ હોય તેમ નોકરને સાથે લઈ બહાર નીકળ્યો પહેરેગીરોને કહ્યું કે બહુ અવાજ ન કરતા મહારાજની તબિયત વધારે બગડી છે હું કોઈ સારા વૈદની તપાસ કરી લાવુ અને હીરોજી-અવેજી શિવાજી મહારાજ પણ ઉપડી ગયા

પણ જેલ ખાલી થઈ એટલે બધુ સૂનકાર લાગવા માંડયુ પહેરેગીરોએ તપાસ કરી તો પાંજરામાંથી પંખી ઊડી ગયા હતા ગભરાટ ફેલાયો દોડાદોડ થઈ તપાસ થવા લાગી શહેર કોટવાળ ફુલુદખાનને ખબર પડતા તે બીચારો ધ્રૂજતોધ્રૂજતો બાદશાહ સલામતને સમાચાર આપી આવ્યો 'સવારે તો જેલમા જ હતો બપોરે જેલમા હતો નિયમ પ્રમાણે સવારસાંજ હાજરી પણ લેવાય છે ખુદાવંદ, આ માણસ જાદુગર લાગે છે !'

પણ ખુદાવં કાંઈ કોટવાળથી છેતરાય તેવા ન હતા તે તો તરત સમજી ગયા કે રાજા શિવાજી મહારાષ્ટ્રને રસ્તે પડ્યા છે અને અત્યારે ઝપાટાબંધ રસ્તો કાપી રહ્યા હશે સાંઢણીસવારો અને ઘોડેસવારો ચારે દિશામા દોડી વળ્યા ઠેકાણેઠેકાણે સંદેશા મોકલાયા રસ્તે રસ્તો ચોકીદારોથી સુરક્ષિત બની ગયો જેટલા મરાઠા રસ્તામા મળ્યા તે બધાને આગ્રામા પાછા લાવ્યા પણ શિવાજી સંભાજીનો પત્તો મળ્યો નહિ

કુમાર રામસિંહની પણ કમબખ્તી બેઠી સૌને શંકા પડી કે શિવાજીને નસાડનાર તે જ છે તેને દરબારમા

આવવાની મના થઈ. તેની મનસબદારી પણ ગઈ ને જાગીર પણ જપ્ત થઈ.

હવે આ તરફ પેલું ગોકુળ મથુરાં જનારૂં બાવામંડળ નિરાંતે ચાલ્યુ જાય છે. આગ્રા છોડયા પછી તેઓ છ કલાકમાં મથુરાં પહોચી ગયા *ત્યાં જઈને પહેલું કામ નદીકાંઠે બેસીને હજામત કરાવી નાખવાનુ કર્યું દાઢીમૂછ નીકળી ગઈ એટલે શકરના બાવા મટીને સન્યાસી બની ગયા. કેટલાક વૈરાગી બન્યા, કેટલાક ઉદાસી થયા, કેટલાક ગોસ્વામી થઈ ગયા એવી રીતે મથુરામાંથી ત્રણ તડમા વહેંચાઇને ૪૦–૫૦ માણુસો ફરવા લાગ્યા. શિવાજીએ સંન્યાસીનો પોલો દડ માણેક, મોતી ને સોનામહોરથી ભર્યો. કેટલાક રત્ન લૂગડામા પણ શીવી લીધા. જુદાજુદા તડમા વહેચાઇને સૌ મુસાફરીને રસ્તે પડયા. વારંવાર વેશ બદલાતા જાય છે સાધુ હોય તે વળી વેપારી થઈ જાય છે. વેપારી વળી સોદાગર બને છે, અને જવાનુ છે

* મથુરામા પહોચ્યા ત્યા તો જેમ ફૂલ કરમાય તેમ સભાજી કરમાઈ ગયો. નવદસ વર્ષનો છોકરો આવી મુસાફરીમા સાથે રહેશે તો મુસાફરોના જાન જોખમમા આવી પડશે એમ ધારીને સભાજીને તેમણે મથુરામા મૂકી દીધો. કૃષ્ણાજી કાશી ને વીસાજી નામના બે દક્ષિણી બ્રાહ્મણો ત્યા રહેતા હતા. શીવાજીએ તેમને વાત કરી અને કહ્યુ કે 'મહારાષ્ટ્રનુ નસીબ તાજવામા છે. અત્યારે તમારી સગવડ અગવડ કે બાદશાહી કોપ તરફ જોશો નહિ.' બન્ને ભાઇઓએ સભાજીને પોતાને ત્યા રાખી લીધો ને કૃષ્ણાજી તો સૌને બનારસ સુધી પહોચાડી પણ આવ્યો.

મહારાષ્ટ્ર તરફ છતા ચાને છે અલ્લાહાબાદ ગયા તરફ જાણે જાત્રા કરવા નીકળ્યા હોય

ક્યારેક બે પાચ ભેગા થાય છે ક્યારેક છુટા પડે છે, પણ સૌનો મકેત દક્ષિણ તરફ જવાનો છે આટલી સાવચેતી છતાં એક વખત સપડાયા દરેક રથળમા ખબર આરી ગઈ હતી કે મરાઠાનો રાજા શિવાજી, આટલો ઊચો ને આવા દેખાવનો જ્યાં હોય ત્યાથી પકડવો એક ગામમાં ફોજદારે શકા ઉપરથી પકડ્યા સાજ પડી ગઇ હતી એટલે કેદીઓને હાથી કેદમા રખાવીને તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રાખી ફોજદાર પોતાનુ ઘર પાસે હતુ ત્યા સુવા ગયો અરધી રાતે ફોજદારને જગાડીને શિવાજી પોતે તેને મળવા ગયો

કેમ મહારાજ, અત્યારે શુ છે ?' કહીને આંખો ચોળતોચોળતો ફોજદાર અનીકુલી બહાર આવ્યો

અનીકુલી મન્યાસી સામે જોઇ રહ્યો દીવાનું ઝાખુ તેજ સન્યાસીના મો ઉપર પડતું હતું કદ, દેખાવ સવળુ વર્ણન પ્રમાણે હતુ મુખમુદ્રા સન્યાસીની ન હતી આ કોણ હશે ? શિવાજી હોય તો મારો બેડો પાર થઈ જાય, તે મનમાં વિચારી રહ્યો

એટનામા શિવાજી બોલ્યો 'હું તમને મળવા આવ્યો છુ પણ મારી વાત ખાનગી છે '

ફોજદારે ઇશારતથી પહેરગીરને જતા રહેવા ફરમાવ્યું

'તમે કોને કેદમા પૂર્યા છે તે તમને ખબર છે ?'

'ના '

'ત્યારે હું પોતે જ શિવાજી છુ ' શિવાજીએ હિંમતથી

કહ્યું.ફોજદારની નજર આગળ અફઝલખાન ને શાહિસ્તખાનનો ઇતિહાસ તરી આવ્યો. તેણે ગભરાટમાં બે પગલાં પાછાં ભર્યાં.

'પણ ગભરાતા નહિ. હું તમને નજીવી ભેટ ધરવા આવ્યો છું.' એમ કહી શિવાજી મહારાજે મૂઠી ઉઘાડી ફોજદાર તરફ હાથ લંબાવ્યો. એક લાખેક રૂપિયાની કિંમતનો તેજસ્વી હીરો દીવાના ઝાંખા પ્રકાશમાં ઝગારા કરી રહ્યો હતો. 'લ્યો આ તમને આપ્યું.'

ફોજદારનું મન ગળી ગયું. નોકરીમાં એક લાખ રૂપિયા તો આખી જિંદગીમાં પણ ભેગા થવાના નહિ. તેણે તરત શિવાજીને જવા દીધો.

સવારના ભળભાંખળામાં સૌ બનારસ પહોંચ્યા ને નદીકિનારે બેઠેલા એક સુરતી બ્રાહ્મણને બોલાવી તેની મૂઠીમાં નાનાંનાનાં મોતી રત્ન ને સોનામહોર મૂકયાં 'મૂઠી વાળી જાઓ. હમણાં ઉઘાડશો મા. પણ આ તમારી દક્ષિણા છે. મને ગગાસ્નાન કરાવો.' એટલું બોલી શિવાજી ઉતાવળે ઉતાવળે સ્નાન પતાવી રહ્યો હતો, 'એટલામાં નદીના પટમાં બૂમાબૂમ થઈ ને શિવાજી નાઠો છે તેની તપાસમાં સિપાઈઓ આવે છે એવી ખબર ફેલાઈ. બ્રાહ્મણે આ ખબર સાંભળી કુતૂહલથી પાછળ જોયું ને થોડીવાર પછી પોતાના યજમાન તરફ જોવા નજર ફેરવે છે ત્યાં સામે યજમાન જ મળે નહિ ! બ્રાહ્મણ તો સ્તબ્ધ થઈ ગયો. મૂઠી ઉઘાડી જુએ ત્યાં નવ અશરફી નવ રત્ન ને નવ હન નીકળી પડયાં ! તેનો બેડો પાર થઈ ગયો. શું શિવાજી મહારાજ જ હતા ! પણ બ્રાહ્મણને પૈસા મળી

ગયા હતા, તેણે ગુરુને ઘેર રજા લેવા જવાનું પણ પડતું મૂક્યું ને પરભાર્યો સુરતનો રસ્તો લીધો.

એકાદ નમાલું ઘોડું હોય તો જલદ બેસવા થાય એવો વિચાર કરીને એક વખત મુસાફરીમાં શિવાજી મહારાજ ટારડું ખરીદતા હતા. પણ પાસે છૂટક પૈસા મળે નહિ, એટલે સોદાગરને પૈસા સોનામહોરોમાં ચૂકવ્યા. સોદાગર ચતુર માણસ હતો તે બોલી ઊઠયોઃ ' આવા નાના ટારડાની કિંમત સોનામહોરોથી કરો છો, એટલે તમારી જરૂરિયાત જોતાં તમે શિવાજી લાગો છો!'

' એમ!' શિવાજી મહારાજ બોલ્યા ને વધારે કાંઈ કહ્યા વિના સોનામહોરની આખી કોથળી તેના હાથમાં મૂકી દઈ બીજી જ ક્ષણે ત્યાંથી રવાના થઈ ગયા.

એક વખત ગોદાવરીને કાંઠે આવેલા નાના ગામડામાં એક ખેડુતને ત્યાં શિવાજીનું સંન્યાસીમંડળ આરામ લેવા આવી પહોંચ્યું રાત્રે ખેડુતના કુટુંબના ડોશીમા સંન્યાસી મંડળ પાસે વાતો કરવા આવી ચડયા

' માફ કરજો જોગીમહારાજ!' ડોશીમાએ કહ્યુઃ ' અમ ગરીબથી તમારી ચાકરી જોઈએ તેવી થઈ નથી. હમણા હમણામા આ મારા પીટયા શિવાજીના માણસોએ બહુ ઉપાડો લીધો છે.' અને પછી ડોશીએ તો પોતા પર જેટલું વીત્યુ હતું તે બધુ ય શિવાજીના નામને પાયપદર ગાળો દઈને કહી બતાવ્યું! તે વખતે શિવાજી તો કાંઈ બોલ્યો નહિ પણ ગામનુ ને ખેડુતનું નામ યાદ રાખી લીધા ઘેર પહોંચ્યા પછી ખેડુતને સહકુટુબ પોતાને ત્યાં તેડાવી તેના નુકસાનનો બદલો વાળી આપ્યો.

એક સાજે રાયગઢમા ચોકીદારે જીજાબાઈને આવી કહ્યુ કે બેચાર સન્યાસીઓ આવ્યા છે તે તમને મળવા ઇચ્છે છે બાઇએ હા પાડી એટલે સન્યાસીઓને ગઢમા લાવ્યા નીરાજી પતે વૈરાગી સાધુની પેઠે જીજાબાઈને આશીર્વાદ દીધો ઝાખા બળતા દીવાના અજવાળામા જીજાબાઈ નજર માડીને એ વિચિત્ર સન્યાસીઓ તરફ નિહાળી રહ્યા 'બોલો શુ કામ છે મારૂ?'

જવાબ તો કોઈએ આપ્યો નહિ, પણ એક જરાક ઠીંગણો, તેજસ્વી સંન્યાસી આગળ આવ્યો ને તેણે જીજાબાઈના ચરણ પાસે સાષ્ટાગ દડવત્ પ્રણામ કર્યા

સન્યાસીને પ્રણામ કરતો જોઈ જીજાબાઇ જરા ગભરાઇને તેને બેઠો થવાનુ કહે છે તે પહેલા તો સંન્યાસીએ જમીન પરથી ઊઠી માતાના ખોળામા માથુ મૂકી ફરી પ્રણામ કર્યા અને તરત જીજાબાઇ પોતાના પુત્રની આકૃતિ કળી ગયા શત્રુના ઘરમા સિહ જેવો ને પોતાની પાસે આગ્રાકિત રહેવા ટેવાએલો પોતાનો પુત્ર શિવાજી જ સંન્યાસીના વેષમા ઊભો હતો ! તેનાથી ગદ્‌ગદ્ કંઠે બોલી જવાયુ 'શિવાજી !'



મરાઠા સામ્રાજ્યના છેલ્લા બે મહાન પુરુષો તે મહાદજી સિંધીયા અને નાના ફડનવીસ. બન્નેનાં શરીર અને પ્રકૃતિમાં આકાશ પાતાળ જેટલું અંતર. નાનાનું કામ નિયમિતઃ સ્વભાવ ગંભીરઃ રમત અને આનંદમોજને એના જીવનમાં નહિ જેવું સ્થાનઃ શરીરે પાતળો, ઉંચો શુદ્ધ બ્રાહ્મણ જેવો નરમ ગભીર અને તપસ્વી. મધ્યયુગના રજપૂત જેવો મહાદજી. વાતો કરતો હોય. હસતો હોય. બધાની સલાહ લેતો હોય, પણ વિશ્વાસ તો પોતાની તલવાર પર જ હોય. હરિપંત ફડકે જેવા પણ નાના પાસે જતા આચકો ખાય. એટલી નાનાની ધાક પણ મહાદજી તો રણક્ષેત્રનો લડવૈયો. આનંદી ને મળતાવડો. નેપોલિયનની માફક તોપોના મારામાં પણ શાંતિ જાળવે. નાનાનું મન એવે વખતે વ્યગ્ર થઇ જાય. મહાદજીએ જોયું કે બ્રિટિશની સત્તા ઉત્તરહિંદમાં બળવાન બને છે. નાનાની દૃષ્ટિ હતી દક્ષિણ-હિંદમાં દક્ષિણ હિંદમાં સર્વોપરી બની પછી ઉત્તર તરફ વળવાની હતી મહાદજી સૈનિક હતો, નાના રાજદ્વારી પુરુષ હતો જ્યારે જ્યારે એ ભેગા થયા ત્યારે હિંદનું ભાવિ તેમના હાથમા રમતું લાગ્યું. પણ બન્ને એક બીજા માટે શંકાશીલ હતા. એ શંકાનો ચતુર પરદેશીઓએ લાભ લીધો. આવા મમત્વમા તેઓએ એક બીજાને મળ્યા વિના દસ વર્ષ સુધી પત્રવ્યવહારથી જ વાત ચલાવી હતી. નાનામાં જે શક્તિ હતી તે મહાદજીમાં ન હતી મહાદજીમાં જે તાલીમ હતી તે નાનામા ન હતી. મરાઠી સામ્રાજ્ય બન્નેના સયુક્ત બળથી જ ટકે તેમ હતું. પણ એવે સમયે બન્નેએ પોતપોતાના મમત્વમા ઘણું ગુમાવ્યું. અને ત્યારપછી તો

મરાઠી સામ્રાજ્યને ઉભા થવાનો સમય જ મળ્યો નથી મહાદજીમા પૈસાની વ્યવસ્થા કરવાની શક્તિ ન હતી અને તે હમેશા દેવાદાર રહેતો નાનામા માણસ ઓળખવાની શક્તિ ન હતી, તે તે હમેશા શકામા રહેતો. સદાશિવ દિનકર નામના માણસે મહાદજીની ગેરવ્યવસ્થા વિષે લખતા કહ્યુ છે કે સુતત્ર એ ગણાય જેમા રાજાપર દેવુ ન હોય, સૈનિકોમા સતોષ હોય ને રૈયત સુખી હોય મહાદજીપર દેવુ હતુ પૂરૂ ન થઈ શકે તેટલું સૈનિકોના પગારમા વારવાર ખામી પડતી રૈયત પૂરૂ પાડી શકે તે કરતા માગણી વધારે થતી મહાદજીના પતનનુ આ કારણ અને એ બન્નેનો અસહકાર એ મરાઠી સામ્રાજ્યના પતનનું કારણ



**સમ્રાટ્** હર્ષ જ્યારે હિંદમા સાર્વભૌમ હતો ત્યારે ચીનમા સરૌગ સન ગમ્પો નામે રાજા હતો તેને બે રાણી હતી હરીતારા ને શ્વેતતારા હરીતારા નેપાલ રાજની પુત્રી હતી ચીનનો દૂત નેપાલ ને તિબેટમા થઇને હર્ષના દરબારમાં આવ્યો હતો હિંદમા અલભ્ય-પણ મૂળ હિંદમા પ્રચલિત એવા ઘણા પુસ્તકો હજી પણ ચીન ટિબેટમા મોજૂદ છે અને ભારતની સસ્કૃતિનો બરાબર ખ્યાલ લેવા માટે એ પુસ્તકોની મદદ્દાયતા અનિવાર્ય છે



હિંદી ઈતિહાસનો સુવર્ણયુગ એ ગુપ્તયુગ છે ચદ્રગુપ્ત સમુદ્રગુપ્ત, ચન્દ્રગુપ્તવિક્રમાદિત્ય વગેરે ગુપ્ત રાજવશીઓના સમયમા હિંદના સાહિત્ય ને કળાએ પણ સર્વોચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યુ ફાહિયાન વિદ્યાભ્યાસ અર્થે આવ્યો ને ત્રણ વર્ષ પાટલિપુત્રમા રહ્યો તે આ સમયમા કવિ કુલગુરુ કાલિદાસ આ

સમયમા મુદ્રારાક્ષસ ને મૃચ્છકટિક પણ આ જમાનાનાં ગણાય છે પ્રસિદ્ધ ગણિતજ્ઞ આર્યભટ્ટ, વરાહમિહિર ને બ્રહ્મગુપ્ત એ પણ આ સુવર્ણયુગના જ નરરત્નો બનારસ પાસે સારનાથમા તે જમાનાની સુંદર શિલ્પકૃતિઓ હજી મોજુદ છે કુતુબમિનાર પાસેનો પ્રખ્યાત લોહસ્તંભ–જેની અદ્ભુત કારીગરી માટે હજી પણ આશ્ચર્યમુગ્ધ થવાય છે– તે ગુપ્ત સમયનો અવશેષ. અજંટાની મનોહારી ચિત્રાવલી ગુપ્ત સમયની રત્નરજ જેવી છે આ સમયમા જ હિંદુ સંસ્કૃતિનો સંદેશો લઈને કુમારજીવ ચીનમા ગયો હતો ભારતીય સંસ્કૃતિ જાવા સુમાત્રા સુધી ફેલાઈ તે આ સમયમા જગતની સુપ્રસિદ્ધ નગરી રોમ સાથે ભારતનો વ્યાપાર તે વખતે ધમધોકાર ચાલતો મહાભારત જેવા વિશાળ ગ્રંથનું અંતિમ રુપ નિર્માણ થયુ તે આ યુગમા. ચીનથી સમ્રાટનો સંદેશ આવતો ભારતસંસ્કૃતિના પંડિત મોકલો અાહીથી ત્યા પંડિતો જતા પરમાર્થ નામના હિંદી સાધુનું ત્યા જ મૃત્યુ થયુ હતું અને એવા તો અનેક હતા

હિન્દુસ્થાન શબ્દમા હિંદુ–ઇન્ડસ–પરથી આવ્યાનું કહેવામા આવે છે પણ ખરી રીતે એ શબ્દનું ચીનીસ્વરુપ યુઆનસ્વાંગે, ચીન–તુ=ચંદ્ર એમ આપ્યુ છે બુદ્ધરુપી દિવાકર આથમી ગયા પછી, નિર્મળચંદ્ર જેવા સાધુઓએ, ભારતીયસંસ્કૃતિનો દીપ ટમટી રાખ્યો–અનેક પ્રસંગો વેઠીને અનેક વિટંબનાઓ ભોગવીને–એ કારણે જ આ દેશને ચીન–તુ (ઇન્દુ) કહેવામા આવે છે અાહી એક વાત નોધવા જેવી લાગે છે કે ભારતમાથી છેલ્લો આચાર્ય ચીનમાં ગયો, તેને

તેડવા હિંદીવહાણો આવ્યા, ત્યારે તેણે એ દેશ છોડવા ના કહી એવુ કહીને કે હવે વૃદ્ધાવસ્થા થઇ છે, જે દેશમા સેવા કરતા જીવન વીત્યુ એ દેશને જ હવે તો આ દેહ સમર્પણ હો!

ગુપ્તકાળ સૂવર્ણયુગ ગણાય છે, અને જેમ તેનું સ્થાન સાહિત્યકળામા સર્વોત્તમ છે, તેમ વ્યાપાર ને આર્થિક વિકાસની દૃષ્ટિએ પણ તે સમય મર્વોત્તમ મનાય છે હિંદ કૃષિ પ્રધાન દેશ છે એ દૃષ્ટિએ, નહેરો ખાતર, જમીનનું વર્ગીકરણ, જગલની પેદાશ, વગેરે સર્વ વિષય પર હાલનુ સુધરેલુ રાજતન્ત્ર જેટલી નજર રાખે તેટલી નજર ગુપ્ત કાળના શાસ્તાઓએ રાખી છે રૂ, રેશમ, અને ઉન એની વિવિધ વણાટોનો કાહિયાને ઉલ્લેખ કર્યો છે ચદ્રગુપ્ત બીજાના મમયનો કુતુબમિનાર પાસે ૨૨ ફુટ ઉચો ને લગભગ ૧૬ ઇંચ વ્યાસનો જે લોહસ્તભ છે તેનુ પૃથક્કરણ કરતા માલુમ પડયુ છે કે તેમા ૯૯ ભાગ શુદ્ધ લોઢુ છે ફરગ્યુસન લખે છે કે આવો લોહસ્તંભ ઘડી કાઢવો એ કલ્પનાતીત વસ્તુ લાગે છે વર્ષો થયા ખુલ્લી હવામા છતા તેને કાટ લાગ્યો નથી ઉદ્યોગના વિકાસની દૃષ્ટિએ જોતા લોહમા એવી રાસાયનિક મેળવણી કરવી કે જેથી કાટ લાગે નહિ, એ વસ્તુ આજ પણ માન ઉપજાવે છે લોઢાના અનેક પ્રકાર અને ઉપપ્રકારની માહિતી મળી આવે છે, એ જોતા તે વખતની ઔદ્યોગિક પરિસ્થિતિ માટે આપણને ગર્વ લેવાનું મન થાય બનારસ, મગધ, સીલોન, નેપાલ, અંગ, માધસોર સુગ્ત ને કલિંગ–હજી હમણા જ તલવાર માટે પ્રખ્યાત મનાતા. નાલંદાવિશ્વવિદ્યાલય પાસે લગભગ ૮૦ ફુટ ઉચી તાંબાની બુદ્ધની મૂર્તિ હતી

બર્મિંગહામ મ્યુઝીઅમમાં રહેલી સાડાસાતફુટ ઉંચી બુદ્ધની મૂર્તિ ચંદ્રગુપ્ત બીજાના સમયની છે. વહાણનો ઉદ્યોગ નગરરચના, વ્યાપારમંડળો, મજુર અને મજુરીના નિયમો, રાજસભા, આ સર્વ રચના એમ બતાવે છે કે ગુપ્ત સામ્રાજ્ય જેટલું વ્યવસ્થિત અને બળવાન હતું તેટલું જ પ્રગતિશીલ હતું. અજંટાની ગુફાનાં ચિત્રો વિષે એક ડચ લેખકે લખ્યું છે કે ભારતીય સંસ્કૃતિમાં જે કાંઇ સર્વશ્રેષ્ઠ હતું તે આંહી રજુ થયું છે. ગ્રીફીથ લખે છે કે અજંટાના મારા લાંબા વાસ દરમ્યાન એક પણ દોષ–હાયની બેદરકારીમાંથી જન્મતો– આ ચિત્રોમાં જોવામાં આવ્યો નથી. હિંદુસંસ્કૃતિમાં ગવાયલી સંયમની ભાવનાનું આ પરિણામ છે એટલાજ માટે ભગવાન તથાગતે 'મધ્યમમાર્ગ' ઉપદેશ્યો છે. 'સંસારસું સરસો રહે ને મન મારી પાસ' એ વાકયમાં પણ જીવનનિગ્રહ કરતાં કરતાં જીવનવિકાસ સાધવાની ચાવી મૂકેલી છે. ગુપ્ત સમયની કોઇ વાત નાના પાયાપર કે મુફલિસ માણસોને છાજે તેવી નથી. જાણે આર્ય શબ્દને સાચા સ્વરુપમાં રજુ કરવો હોય તેમ તેમણે જાવા, પેગુ, કમ્બોડિયા, સીયામ, ચીન અને જાપાન સુધી આર્યસંસ્કૃતિનો સંદેશો પાડવ્યો. એ સમયે ઇરાન અને તુર્કસ્તાનને રસ્તે છેક રોમ સુધી હિન્દનાં યશોગાન ગવાઇ રહ્યાં હતાં. એમને મન 'આર્ય' શબ્દ તેજસ્વી, જવલંત અને સર્વોચ્ચ ગુણના પ્રતિબિંબ રૂપે હતો જે માણસ આર્ય હોય તે મુફલીસ અશક્ત કે પરાધીન હોય જ નહિ આર્યઇતિહાસનો પ્રધાન સ્વર ૫૬ ંત્ર છે: મુક્ત છે.'